આસરે સાડાચાર થયા હશે. બપોરની ઉષ્ણતા ધીમે ધીમે ઓછી થઈ રહી હતી અને તેને પરિણામ સખ્ત ઠંડીના ચમકારા વધી રહ્યા હતા શેઠ વ્રજકિશોર પોતાના રૂપમહાલમાં બેઠા બેઠા સ્ટીલ શેરના ભાવોની છેલ્લા આઠ દિવસમાં થએલી વધઘટ, તપાસી રહ્યા હતા. એટલામાં તેમની ખુરસીની પાસે મૂકેલી ટેલીફોન યંત્રની ઘંટી વાગી.

વ્રજકિશોરે રિસીવર હાથમાં લીધું અને વાર્તાલાપ ચાલુ કરી દીધો : "એલાવ, કોણ છો ? કયાંથી બોલો છો ?" વ્રજકિશોરના બોલવામાં ઉગ્રતા હતી. ગંભીરતા હતી. શ્રીમંતાઇનું મર્મભેદી અભિમાન પણ હતું.

સામેથી એ ગૌરવનો બરાબર ભંગ થાય, એવો જ જવાબ મળ્યો : "વ્રજકિશોર ! તને આજે અમારે એક ગંભીર ચેતવણી આપવાની છે. આ ચેતવણી જેટલી ગંભીર છે, તેટલીજ તે ગહન છે. તમે જાણો છો, કે અમારા "સેવા સંઘે" જનસેવાનો મહાયજ્ઞ માંડયો છે. એમાં હોમવાને સો બસો નહિ, લાખો અને હજારો રૂપીઆની જરૂર પડે છે. એ રૂપીઆ પુરા કરવા, એ તમારી ફરજ છે. પણ તમે શ્રીમંતો એવા જબરા છો, કે તમારી પાસેથી એક દમડી પણ છૂટી શકતી નથી. આથી અમે તમારા જેવા શ્રીમંતો પાસે ચૌદમું રત્ન બતાવી, થેલીઓ ભરી ભરીને પૈસા લેવાનો કાર્યક્રમ રચ્યો છે. અમને પાંચ લાખ રૂપીઆની જરૂર છે. આજે રાત્રે આઠ વાગે, એક માણસ તમારા બારણા આગળથી લાલ વસ્ત્રોમાં પસાર થઇ જશે. તમારા બંગલાના બારેત દરવાજા આગળ એ એક મિનિટ થોભશે. એને તમારે એ રકમ આપી દેવાની છે. જો આ કાર્યમાં કસુર કરશો, અથવા

પોલીસોને ખબર આપવાની પ્રાલમેલ કરવા જશો, તો એજ દરવાજા આગળ, તમે તમારા પુત્રનું શબ જોવાને ભાગ્યશાળી થશો."

વ્રજકિશોર આ સંદેશ સાંભળી અવાક બની ગયા. તેમના હૃદયમાં ઝપાટાબંધ વહેતું લોહી, જાણે ઠરી ગયું અને તે અવાચક જેવા થઇ ગયા. તેમનું માથું, ભ્રમથી મૂર્છીત થઇ ગયું. હવે શું કરવું. અને આ આફતમાંથી કેવી રીતે બચી જવું, તે વ્રજકિશોર નક્કી કરી શકયા નહિ. એ આખો દિવસ તેમણે ચિંતામાં પસાર કરી દીધો.

રમેશબાબુની ઉંમર આઠ વર્ષની હતી રમેશ મોસાળ ગયો હતો. રમેશની સાથે ઘરનો જુનો નોકર તાજખાન હતો તાજખાન વફાદાર ગણાતો. વિશ્વાસુ કહેવાતો. તાજખાનની છત્રછાંયા નીચે, રમેશ નિર્ભય છે; એમ વ્રજકિશોર માનતા હતા. કાલે સવારે રામપુરાથી સાડા છ વાગે આવતી ફાસ્ટમાં, રમેશબાબુ આવવાનો હતો. વ્રજકિશોર આજે સવારે જલદી ઉઠ્યા હતા અને પુત્રને મળવા માટે સ્ટેશને જઇ પહોંચ્યા હતા.

ટ્રેન આવીને પ્લેટ ફોર્મ ઉપર દાખલ થઇ. ટ્રેનના એક ડબ્બામાં વ્રજકિશોરની નજર પડતાં જ તેમની દષ્ટિ કાતરી બાવરી બની ગઇ! તેમનું હૈયું જાણે શરીરમાંથી નીકળી પડતું હતું. તેમના માથામાં કોઇ ભયાનક વેદનાના ભાલા ભેંકાવા લાગ્યા. વ્રજકિશોરે પૂછ્યું: "તાજખાન! રમેશબાબુ કયાં છે?"

તાજખાને પોતાની સામેની બેન્ચ ઉપરનો સામાન મૂકવાની પાટલી બતાવીને કહ્યું, "બાબુ સાહેબ સુઇ ગયા છે."

"જલ્દી ઉઠાડો!" વ્રજકિશોરે અધિરતાથી કહ્યું!

તાજખાને બાબુસાહેબે ઓઢેલું કામળું ખેંચી કાઢ્યું. કામળું ખેંચી કાઢતાં જ તાજખાનની આંખ ફાટી ગઇ. તેના ગાત્રો ઠરી ગયા

અને તે ધ્રુજી ઉઠયો. તેણે જોયું કે પાટલી ઉપર રમેશબાબુ સુતો ન હતો અને તેને બદલે ગરમ કાપડના થોડાક ટુકડાઓ કોઇ બાળક સુતું હોય, તેમ બીછાવી મૂકેલા હતા! તાજખાન એકદમ અકળાઇ જઇને બોલ્યો: "અહો આ શું? રમેશબાબુ નથી! બાબુજી ક્યાં ચાલ્યા ગયા! રમેશ! રમેશ!" તાજખાને ગભરાએલી આંખોએ ટ્રેનના ડબામાં ચારે બાજુએ નજર નાંખતા બૂમો મારવા માંડી!

આખા ડબામાં કોઇ પણ સ્થળે રમેશબાબુ ન હતો. વ્રજકિશોર જાતે ડબામાં પેઠા. અને તેમણે રમેશબાબુ સુતો હતો, તે જગા તપાસીને જોવા માંડી. કાપડના ટુકડામાંથી વ્રજકિશોરને ત્યાં પડેલો એક પત્ર મળી આવ્યો. વ્રજકિશોરે પત્ર ફોડયો. પત્રમાં ફક્ત નીચેની થોડીક જ લીટી લાલશાહીથી લખવામાં આવી હતી. "વ્રજકિશોર શેઠ! તમે પૈસા આપવામાં નિષ્ફળ ગયા છો, આથી આજે તમારા છોકરાનું અપહરણ કરવામાં આવ્યું છે. પરમ દિવસે સાંજે સાડાસાત અને આઠની વચમાં તમારા બારણા આગળથી ત્રણ સાઇકલીસ્ટો પસાર થઇ જશે. બીજા સાઇકલીસ્ટને તમે પાંચ લાખ રૂપીઆની રકમ આપી દેશો, તો ત્રીજો સાઇકલીસ્ટ તમારા છોકરાને તમને સોંપી દેશે. જો તેમ નહિ થાય, તો લોખંડી છરી તમારા રમેશબાબુ માટે અમારી પાસે તૈયાર છે."

વ્રજકિશોર પત્ર વાંચતા જ આખી ઘટનાનો ભેદ સમજી ગયા. તેમણે ટેલીફોનમાં અપાએલી ચેતવણી પ્રમાણે પંચ લાખ રૂપીઆની રકમ ડાકુઓને આપી દીધી ન હોતી, અને તેને જ પરિણામે ડાકુઓએ

પોતે આપેલી ચેતવણી પ્રમાણે આજે વ્રજકિશોરના પુત્ર રમેશબાબુનું અપહરણ કર્યું હતું !

વ્રજકિશોર આ ભયાનક દુર્ઘટનાથી કંપતા ઘેરે પાછા ફર્યા. તેમની ચિંતાનો આજે કોઇ પાર ન હતો. લાખો નહિ, કરોડો રૂપીઆનો તેમનો એકલો વારસદાર રમેશબાબુ, આજે કાળા પડદાની આડમાં છુપાઇ ગયો હતો. એ પાછો મળશે કે નહિ, મળશે તો કયારે મળશે, કેવી રીતે મળશે, એ બધી વાતો કાળના ગર્ભમાં છુપાએલી હતી.

ઘેરે આવીને તેમણે જરા સ્વસ્થતા મેળવી. ચહા પીને તેઓ આરામ ખુરસી ઉપર પડયા અને મોઢામાં ચીરૂટ નાંખીને, તેઓ ચીરૂટના દમ પર દમ મારતા, હવે શું કરવું જોઇએ, એ પ્રશ્ન વિચારવા લાગ્યા. આ આખો પ્રશ્ન પોલિસને સોંપવો કે ન સોંપવો, એ તેમની મુખ્ય મુશ્કેલી હતી. પોલિસને આ બનાવની જાણ કરતા, ડાકુઓ કદાચ પોતાના વ્હાલસોયા પુત્રને હતો ન હતો કરી નાંખે, એ ચિંતા તેમને પ્રતિપળે પજવવા લાગી.

છેવટે તેઓ એક દૃઢ વિચાર ઉપર આવી ગયા અને તેમણે આ મામલામાં પોલિસની મદદ લેવાનો વિચાર નક્કી કરી નાંખ્યો. નરહરિ આ વખતે ગોમતીપુરના ડીટેકટીવ ડીપાર્ટમેન્ટના વડા ઓફિસર હતા. તેની કચેરી ભારતરોડ ઉપર વીલ્સન વીલામાં ત્રીજે માળે આવેલી હતી. વ્રજકિશોરે ટેલીફોન મારફતે કાલે નવ વાગે તેની ઓફિસમાં તેને હાજર રહેવાની વિનંતિ કરી, અને સાડા આઠેક વાગ્યાને સુમારે વ્રજકિશોર નરહરિને મળવા જવા માટે ઘેરથી નીકળ્યા.

લગભગ પોણાદસ વાગે વ્રજકિશોરની મોટર નરહરિના બારણામાં આવીને ઉભી રહી વ્રજકિશોર શેઠ નરહરિની કચેરીમાં દાખલ થયા, ત્યારે

નરહરિ કાંઇક કામના કાગળો તપાસી રહ્યા હતા. વ્રજકિશોરને અંદર આવતા જોઇને નરહરિએ હાથમાંના કાગળો ટેબલ ઉપર મૂકી દીધા. તેમણે શેઠજીને પ્રણામ કરીને કહ્યું, "નમસ્તે મી૦ વ્રજકિશોર! પધારો."

શાંતિ, દૃઢતા અને શોકથી ધીમે પગલે આગળ વધતા વ્રજકિશોર અંદર આવીને એક ખુરસી ઉપર બેઠા. શિષ્ટાચારની એક બે વાતો થયા કેડે, વ્રજકિશોરે પોતાની વાત શરૂ કરી. તેમણે, તેમને સ્વદેશ સેવા સંઘનો ટેલીફોન મળ્યો હતો, ત્યારથી તે રમેશબાબુનું અપહરણ થયું હતું, ત્યાં સુધીની બધી વાતો નરહરિને વિસ્તારીને કહી. નરહરિએ પેલો ટ્રેનમાંથી મળી આવેલો લાલ પત્ર હાથમાં લીધો. તેમણે પહેલેથી છેલ્લે સુધી આખો પત્ર બે વાર વાંચ્યો. એટલામાં તેમની દૃષ્ટિ નીચે કરેલી સહી ઉપર પડી.

સહીના અક્ષરો જોતાં જ તેમના મોઢામાંથી એક ભયાનક ચિત્કાર નીકળી ગયો. નરહરિ બોલ્યાઃ "શેઠજી! સ્વદેશ સેવા સંઘની આ બધી કાર્યવાહી માલમ પડે છે. ઓહ! આ સંઘ એ તો સમાજવાદીઓની એક ભયાનકમાં ભયાનક સંસ્થા છે. આ સંઘ તમારી પાછળ પડયો છે, એ મોટી આફત છે."

"પણ હું એ આફતનો ઉપાય શોધવા જ તમારી પાસે આવ્યો છું. હું આ બાબતમાં તમારી એ સલાહ માંગું છું, કે હું ડાકુઓને રૂપીઆ આપી દઉં, તેમાં મારા છોકરાનો પ્રાણ બચે એમ છે, કે કોઇ બીજી રીતે મારો રમેશ મને પાછો મળે એમ છે, તે તમે કહી આપો. મારો રમેશ અલોપ થયો છે, ત્યારથી મારી છાતી ફાટી જાય છે મને લાગે છે કે હવે હું લાંબો વખત આ જગતમાં જીવતો રહી શકવાનો

નથી. હું જીવતો ન રહું, તેનું મને દુઃખ નથી. પણ હું મરતા પહેલાં એક વાર મારા રમેશનું મોઢું જ જોવા માંગું છું."

નરહરિએ સખ્તાઈથી પોતાના હોંઠ બીડી લીધા. તેમણે આખો મામલો ફરી ફરી બારીકાઈથી વિચારી જોયો. થોડીવાર રહી તેઓ બોલ્યા: "વ્રજકિશોર શેઠ! આ મામલામાં કાંઈપણ સલાહ આપવામાં જોખમ તો છે જ. કારણકે આ સંસ્થા એટલી ભયંકર છે અને એના કામો એવા ગજબનાક અને સનસનાટીભર્યા છે, કે એની સાથે કામ પાડવામાં જોખમો સમાએલા છે. હા! પણ મારે એક વાત તમને સ્પષ્ટ રીતે કહી દેવાની જરૂર છે. તમે મને અમૂક એક જ પ્રશ્ન પૂછવા માંગતા હો, તો તેનો જવાબ આપી દેવો, એ તો સાહસ છે. પણ જો તમે આખો કેસ મને સોંપી દેવા તૈયાર હો, તો હું તમારૂં કાર્ય હાથમાં લેવા તૈયાર છું."

"અને એનું પરિણામ?"

"મારી સમજ પ્રમાણે તો એનું એ પરિણામ આવશે, કે તમારો રમેશ તમને એકપણ વાળ વાંકો થયા પહેલાં, પાછો મળશે. અલબત એને માટે ધીરજ રાખવી જોઈશે અને મારી સૂચના પ્રમાણે જ તમારે આ વ્યૂહમાં વર્તવું પડશે."

"તેમ કરવાની મારી સંપૂર્ણ તૈયારી છે. હું પહેલેથી જ એવો નિશ્ચય કરી ચુકયો છું અને પછી જ આપની પાસે આવ્યો છું."

"તો મારી એ સલાહ છે, કે તમારે આજે કોઈ જાણીતી બેંકમાથી તમારા નામે જમે મૂકાએલા રૂપીઆમાંથી રૂપીઆ પાંચ લાખ ઉઠાવી લાવવા. એ રકમ તમે લઈ આવો છો, એની બેંકના નોકર ચાકરોને સુદ્ધાં ખબર પડે એમ કરવું અને એ રોકડ રકમ લાવીને

તમારે તમારા ઘરમાં મૂકી રાખવી એ પછી આગળ શું કરવું, તેની સૂચના હું તમારે ત્યાં આવીશ, તે જ વખતે તમને આપીશ!"

"ઠીક! તમારી સૂચનાનો હું બરાબર અમલ કરીશ. પણ વળી હું તમને એક વધુ વાત પૂછવાનું સાહસ કરૂં છું. શું મારો પુત્ર મને સહિસલામત પાછો મળશે, એની તમને ખાતરી છે!"

નરહરિએ સહજ ગંભીરતાથી કહ્યું. "હા! મારી સંપૂર્ણ ખાતરી છે, કે ડાકુઓ તમારા પુત્રને હાલ તુરતમાં જ મારી નાંખવાના નથી. હું તેમને માટે એક ભયંકર પ્રલોભન ગોઠવવા માગું છું અને તેઓ એ પ્રલોભનને વશ થાય, તે પહેલાં તમારા રમેશને એમના કબજામાંથી ઉઠાવી લાવવા માગું છું."

"ત્યારે તમારી મને નિર્ભય રહેવાની સલાહ છે ને!"

"જરૂર! ખાતરીથી હું કહું છું, કે તમારો પુત્ર નિર્ભય છે; પણ કદાચ એમ બને કે ડાકુઓની અને આપણી લડત જ્યારે જોર ઉપર આવશે, ત્યારે કેટલાક તબક્કાઓમાં આપણને નિષ્ફળતા પણ મળશે. આપણો પરાજય થશે. એ વખતે બરાબર દૃઢતાથી આપણા કર્યને વળગી રહેવાની હિંમત, દૃઢતા અને સ્થીરતા તમારામાં જોઇશે!"

"એ બળ ઇશ્વર આપશે!" એમ કહી વ્રજકિશોર ત્યાંથી ઉઠવા જતા હતા. નરહરિએ તેમને રોકયા. ચહાપાણી થયા પછી વ્રજકિશોર ચિંતામાંને ચિંતામાં ઘેરે પાછા ફર્યા. સંધ્યાકાળ કયારે થાય છે અને સંધ્યાકાળે વળી કંઈ ભયાનક દુર્ઘટના બને છે કે કેમ, એ વિચાર તેમના હૈયાને ડોલાવી રહ્યો હતો.

ઘેર આવીને ઉદ્વેગમાં ને ઉદ્વેગમાં તેમણે સઘળો વખત પુરો કર્યો. સાંજે ચારેક વાગે એક મોટર આવીને વ્રજકિશોરના બારણામાં ઉભી

રહી. વ્રજકિશોર શાંતિથી આરામ ચેર ઉપર પડયા હતા. તેમણે નરહરિને આવકાર આપ્યો, અને બહુ જ પ્રેમથી પોતાની પાસે બેસાડ્યા.

થોડીવાર રહીને નરહરિએ પૂછ્યું: "રૂપીઆ લઈ આવ્યા છો?"

"હા!" શેઠજીએ અતિ ટુંકો જવાબ આપ્યો.

"તિજોરી કયાં છે?"

"સેંટ્રલ રૂમમાં"

નરહરિ અને વ્રજકિશોર સેંટ્રલ રૂમમાં જઈ પહુંચ્યા. નરહરિએ તિજોરીની ચાવી લીધી અને તિજોરી ઉઘાડી. તેણે તિજોરીના સઘળા ખંડો બારીકીથી તપાસવા માંડયા દરેક ખંડને તેમણે સાવધાનીપૂર્વક ચાવીઓ મારી અને તે ચાવીઓ તેમણે શેઠજીને આપી દીધી. તિજોરીનો વચલો ખંડ જેમાં પાંચ લાખ રૂપીઆની થેલી રાખવામાં આવી હતી, તે ખંડ ફકત ખુલ્લો રાખ્યો હતો. એ ખંડની ચાવી નરહરિએ પોતાની પાસે રાખી. તેમણે વ્રજકિશોરને કહ્યું: "શેઠ! આપ હવે અહીંથી ચાલ્યા જાઓ. મારે કેટલીક છુપી ગોઠવણો કરવાની ખાસ જરૂર છે"

"વારૂં" એમ કહી વ્રજકિશોર વચલા ખંડની ચાવી નરહરિ પાસે રહેવા દઇને ત્યાંથી રવાના થઈ ગયા. થોડીવારે નરહરિએ કાંઇક ભેદી ગોઠવણ કરી લીધી. તે વ્રજકિશોરની પાસે પાછા આવ્યા. અને તેમને નોટોની ભરેલી પેલી થેલી આપી. નરહરિ બોલ્યા: "આ થેલીમાં રૂપીઆ પાંચ લાખની રકમ છે. યથા સમયે તમે ભારત દરવાજે ઉભા રહીને, ડાકુઓના પત્રમાં જણાવ્યા પ્રમાણેના સાઈકલ સવારોની વાટ જોજો; અને બીજો સાઈકલીસ્ટ તમારા બારણા-માંથી પસાર થઈ જાય કે તેને તરતજ આ રૂપીઆની થેલી આપી દેજો."

વ્રજકિશોરે જરા આશ્ચર્ય પામીને પૂછ્યું, "પણ એમ તો ન બને કે રૂપીઆ આપી દેવાથી મારા રૂપીઆ પણ જાય અને મને મારો પુત્ર પણ પાછો ન મળે "

"નહિ, તેમ હું ધારતો નથી. હું એમ કલ્પી શકું છું, કે ડાકુઓ ઘણે ભાગે પ્રમાણિક હોય છે અને પોતાના બોલેલા શબ્દો પાળે છે આથી તમારો પુત્ર તમને જરૂર પાછો મળશે જો ત્રીજો સાઇકલીસ્ટ તમને તમારો પુત્ર નહિ આપે, તો તેને તરતજ કેદ કરી લેવાનો પ્રોગ્રામ મેં ગોઠવ્યો છે; અને તે માટેની મેં ઘટતી વ્યવસ્થા પણ રાખી છે."

"પણ કદાચ બીજો સાઇકલીસ્ટ રૂપીઆની રકમ લઇ જાય અને ત્રીજો સાઇકલીસ્ટ દેખાય જ નહિ તો ? એમ થાય તો તો મારા પૈસા અને મારો પુત્ર, એ બંને હું ખોઇ બેસું અને ન ઘરનો રહું ન ઘાટનો રહું !"

"એમ થવાનો કોઇ સંભવ નથી, છતાં અલબત, આ એક સટ્ટો તો છેજ; અને તે પ્રમાણે કરવાની અત્યારે આપણને ફરજ પડી છે."

નરહરિ અને વ્રજકિશોર ઠરાવેલે સમયે તેમના બારણા આગળ જઈને ઉભા રહ્યા. નરહરિએ શેઠજીને કેટલીક ઘટતી સૂચનાઓ આપી અને નરહરિ પોતે રિવોલ્વર સાથે સજ્જ થઇ એક ખુણામાં જઈ ને ઉભા રહ્યા એટલામાં સાડાસાતનો ટકોરો પડયો. એક ખુણામાં ઉભા રહેલા વ્રજકિશોર શેઠ ફાટી આંખે રસ્તા તરફ જોઈ રહ્યા હતા.

એટલામાં એક તરૂણ અપૂર્વ વેગથી સાઇકલ દોડાવતો ત્યાંથી પસાર થઇ ગયો. થોડીવારે બીજી સાઈકલ આવી. આ સાઇકલનો વેગ

અત્યંત ધીમો હતો. સાઈકલ સવારે ચકોર નેત્રે ચારે બાજુએ જોયું અને તેણે ધીમે રહીને સાઈકલ બારણા તરફ વાળી.

બારણાને ઓથે ઉભેલા વ્રજકિશોર તરફ તે તરૂણે રિવોલ્વર તાંકી. યુવકે પૂછયું: "કોણ વ્રજકિશોર શેઠ કે? પૈસા લાવ્યા છો?"

"હાજી! પણ આ મારા ઉપરનો અત્યાચાર છે, હું હાલમાં ખુબ દબાઈ ગયો છું. આવી મોટી રકમ આપવી મારી શકિતની બહારની વાત છે."

"તે અમે સાંભળવા માંગતા નથી. તમે ગરિબોને ઘણાં લૂંટયા છે, મજુરોના લોહી પી ગયા છો તેને હિસાબે આટલી રકમ આપી દેવી, એ તો મશ્કરી છે. લાવો પૈસા લાવો."

વ્રજકિશોરે પેલી થેલી તે યુવાનના હાથમાં મુકી દીધી અને તેની ભયંકર મુખમુદ્રા સામે તે તાકીને જોઇ રહ્યા! થોડીજ ક્ષણોમાં તે યુવાન ચાલ્યો ગયો. વ્રજકિશોરના પેટમાં હવે પાણી રેડાયું હતું. રૂપીઆ આપતા તેમનો આત્મા કપાઇ ગયો હતો, છતાં તેમણે માત્ર પોતાના પુત્રને સહીસલામત પાછો મેળવવા જ આ સાહસ ખેડયું હતું. ત્રીજો સાઇકલ સવાર આવશે કે નહિ આવે, એવા વિચારો તેના તૃષિત હૈયાને કંપાવી રહયા હતા—થથરાવી રહયા હતા. એટલામાં તેણે સાઇકલનો બેલ વાગતો સાંભળ્યો. રસ્તો નિર્જન હતો, છતાં બેલ વાગતો જોઈને વ્રજકિશોરની જીજ્ઞાસા વધુ ઉશ્કેરાઇ. તેણે જોયું કે સાઇકલ ઉપર યુનિફોર્મ પહેરેલો એક તરૂણ બેઠો હતો, અને તેની આગળ એક છોકરો હતો. છોકરાની સીકલ દૂરથી વ્રજકિશોરે તપાસી જોઇ. તેમને લાગ્યું કે એજ પોતાનો રમેશબાબુ હતો.

એટલામાં સાઇકલ સવારે પેલા બાળકને ઉતારી મૂકયો અને સાઇકલ પુનઃ આગળ દોડી ગઈ. વ્રજકિશોર શેઠ તરત જ રમેશબાબુ તરફ દોડ્યા. શેઠજીને લાગ્યું કે એજ તેમનો વ્હાલસોયો એકનો એક પુત્ર રમેશબાબુ છે. એજ તેમના હૈયાનો હાર–તેમના જીવનની આશા રમેશ છે. તેમણે બૂમ મારી. "રમેશ! રમેશ!"

રમેશ મુંગો થઇ ગયો હતો. તેણે ન જવાબ આપ્યો. ન હાલ્યો. ન ચાલ્યો. શેઠ એકદમ દોડતા આગળ વધ્યા અને તેઓ રમેશબાબુને ભેટી પડ્યા. તેમણે ધારી ધારીને રમેશને જોયો. ફરી ફરી જોયો. વળી વળી જોયો. ખરેખર એ રમેશબાબુ જ હતો. એટલામાં નરહરિ ત્યાં આવી પહોંચ્યા.

નરહરિએ પેલા બાળકના મોઢાં સામે જોતાં જ કહ્યું: "મહાશય! તમે ઠગાયા છો. છેતરાયા છો. આ તમારો રમેશ ન હોવો જોઇએ, એના મોઢા ઉપર રબરનું પાતળું પડ છે. એ પડ તમારા રમેશની આકૃતિને મળતું આવે છે. એટલે જ તમે એને રમેશ ધારી લો છો!"

નરહરિએ ચપ્પુ લઇને ખૂબ કુનેહથી, તે બાળકના મોઢા ઉપરનું તે પડ ચીરી નાખ્યું! શેઠજી હવે તેના ચહેરો જોતા જ થંભી ગયા! એ રમેશ નહોતો, પણ તેમના મહોલ્લામાં રખડતો એક ગાંડા અને પાગલ ભિખારીનો, તે બાળક હતો. વ્રજકિશોરના આંખો પાણીથી તર થઇ ગઇ. આ ભયાનક છેતરામણ–સજીવ દગાબાજી અને લોહીમરી ગુંડાગીરીને તેઓ હવે સહન કરી શકયા નહિ. તેમનું સમગ્ર શરીર ધ્રુજી ઉઠયું. તેઓ એકદમ બોલી ઉઠ્યા: "અફસોસ! નરહરિ! તમારા અનુમાનો અને તમારી ચાલાકી પણ આખરે ખોટાં ઠર્યાં છે. આજે

ડાકુઓ મને અને તમને, બંનેને બનાવી ગયા છે. મારો તો પુત્ર પણ ગયો છે અને પૈસા પણ ગયા છે!"

ડિટેકટીવ નરહરિ આ કડક ટીકાથી જરા શરમાયા. તેમને પોતાના ધંધા ઉપર–બુદ્ધિ ઉપર–અનુમાનો ઉપર, તીરસ્કાર આવી ગયો. તે બોલ્યા : "મહાશય ! આપનો ખોવાયલો પુત્ર શોધી આપવો એ મારૂં કાર્ય છે, પણ આ બધા કપટ નાટકમાં એક સ્થાન તમને આશ્રય લેવાયોગ્ય છે. એ સ્થાન એ છે, કે તમારા પૈસા ગયા નથી. તમારી તિજોરીની જ્યારે હું તપાસ લેતો હતો. ત્યારે તમારી ખરી નોટો મેં કાઢી લીધી હતી અને તેમાં મારી પાસેની ખોટી નોટો મેં ઠેસવી દીધી હતી. તમારી ખરી નોટો તમારી તિજોરીમાં મોજુદ છે!"

"શું કહો છો? શું એક દાવમાં ડાકુઓ તમને બનાવી ગયા છે, તો બીજા દાવમાં ડાકુઓને તમે બનાવ્યા છે, એમ?"

"અવશ્ય!" નરહરિ બોલ્યા. નરહરિ અને વ્રજકિશોર ઉપર ગયા. તિજોરી ખોલી. અંદરનો ખંડ ઉઘાડયો, પણ હાય! ખંડ ખાલી હતો. ખંડમાં ઘોર કાળા રંગનો એક કાગળ પડેલો હતો. કાગળ ઉપર સોનેરી શાહીથી નીચલા શબ્દો લખાએલા હતા: "અમે કદી છેતરાતા નથી. તમારી ખરી નોટો પણ ગૂપ થઇ છે. હવે દંડ તરીકે બીજા એટલા જ રૂપીઆ નહિ મળશે, તો તમારા પુત્રને ચક્કીમાં પીસી નાંખવામાં આવશે!" પત્ર વાંચીને નરહરિ અને વ્રજકિશોર અવાક બની ગયા! ઠરી ગયા! થંભી ગયા!!

જે સમયે વ્રજકિશોર અને નરહરિ અહીં શરમ અને ભયના માર્યા મૃત્યુની આરાધના કરી રહ્યા હતા, તેજ વખતે રાણીગંજમાં બીજી એક ભયંકર કપટ જાળ રચાઇ રહી હતી. રાણીગંજ અહીંથી

દરેક માઇલને અંતરે આવેલું ગામડું હતું. ગામડાનો દેખાવ મનોહર હતો. ગામને સીમાડે આવેલું સીતા સરોવર ગામની શોભામાં બેહદ વધારો કરતું હતું. સીતાસરોવરનો વિસ્તાર ઘણો મોટો હતો તેમાં સરયુનદીના પાણી વાળવામાં આવ્યા હતા. આથી આ સરોવરમાં સ્ટીમ બોટો સુદ્ધાં ફરી શકતી હતી.

સરોવરને કિનારે એક વિશાળ લોખંડી બંગલો હતો. બંગલાની ફરતે મજબુત દિવાલ બાંધેલી હતી દિવાલને સરોવરના પાણી અથડાતા સુંદર અવાજ થઇ રહેતો, અને એ દેખાવ કિલ્લામાંથી જોનારની આંખો આનંદથી વિકસીત થઇ જતી. કિલ્લાથી પચાસેક વારને અંતરે એક નાની શી સ્ટીમબોટ દોડતી દેખાતી હતી ધીમે ધીમે સ્ટીમબોટ કિલ્લાની પાસે આવીને ઉભી રહી. અને બોટે એક વ્હિસલ મારી. તરતજ કિલ્લાની એક નાની બારી ઉઘડી અને તેમાંથી એક રેશમની દોરી બહાર ફેંકાઇ.

બોટના તૂતક ઉપરથી એક વજ્રદેહી પહેલવાન એક બાળકને બાથમાં મારીને દોરીને બાઝી પડયો, અને સડસડાટ કરતો ઉપર ચઢી ગયો! બારીમાંથી તે અંદર ગયો કે આપોઆપ બારી બંધ થઇ ગઇ. બારીની પાસે એક લોખંડી દીવાલ હતી. દિવાલ ઉપર વિજળીનો દીવો સળગાવવાને માટે જેવા બટન હોય છે; તેવા અસંખ્ય બટનો; જડેલા હતા. તે સખસે તેમાંથી સંભાળ પૂર્વક એક બટન શોધી કાઢીને તે દબાવ્યું.

બટન દબાવતા જ દિવાલનો એક ભાગ અંદર ઉતરી ગયો અને ત્યાંથી માંહે પ્રવેશ કરવાનો રસ્તો ખુલ્લો થયો. તે સખસ પેલા બાળકને

બસ, એ રસ્તે અંદર ઉતર્યો. અંદર જતાં એક લીફ્ટ આવી. લીફ્ટમાં બેસીને તેઓ બંગલાની એક ભેદી ઓરડીમાં આવી પહોંચ્યા. અહીં એક સાદડી નાંખેલી હતી. સાદડીની એક બાજુ ઉપર એક ઓશીકું પડેલું હતું અને તેના ઉપર માથું મૂકીને એક તરૂણ સુતો હતો.

પેલા સખસે તેને લશ્કરી ઢબે નમસ્કાર કર્યા; અને પેલા છોકરાને આગળ કર્યો: તે સખસ બોલ્યો: "મહાશય! આપની આજ્ઞા પ્રમાણે આ બાળકને સાથે રાખ્યો હતો ખરો, પણ તેને સોંપી દેવાની કાંઈ જરૂર પડી નહતી. શેઠની તિજોરીમાંથી ખરી નોટ ઉપાડી લાવવાના કાર્યમાં પણ અમે સફળ થયા છીએ."

"મારી નવી જાસા ચીઠ્ઠીનું શું કર્યું?"

"આપની આજ્ઞા પ્રમાણે તે જાસા ચીઠ્ઠી એજ તિજોરીમાં મૂકી છે, અને ફરીથી એટલા જ રૂપીઆની માંગણી કરી છે."

"કાંઈ નવાજુની!"

"હાજી! નવાજુની છે." એમ કહી તે સખસે પોતાનું મોઢું પેલા યુવાન તરફ નમાવ્યું. તેના કાન નજીક મોં લઈ જઈને, તે સખસે કંઈક ભેદી સમાચારો તેને સંભળાવ્યા. એ સમાચાર સાંભળી પેલા યુવાને જરા ગંભીરતાથી ઘડિઆળ તરફ નજર ફેંકી અને જાણે ભારે ગુંચવણમાં પડ્યો હોય, તેમ તે આમ તેમ જોઈ રહ્યો! કોણ જાણે એ ભેદી સમાચારો શા હતા?



૨

પાછળની વાત બની ગયાને આજે બે મહિના થઇ ગયા હતા. વ્રજકિશોર શેઠનો પુત્ર હજી મળ્યો ન હતો. શેઠજી એ ચિંતામાંને ચિંતામાં ગળાઇ ગયા હતા. તેમની તબીયત લથડી ગઇ હતી. એટલામાં આજે તેમણે એક આનંદદાયક સમાચાર સાંભળ્યા. તેમની પત્નિ મુગ્ધાને ગઈ કાલે, તેના પિયરમાં પ્રસવ થઈ પુત્ર અવતર્યો હતો. એ સમાચાર શેઠજીને મળતાં, આજે તેમને જરા આનંદ થયો હતો.

વ્રજકિશોરની પાછળ ખુશામતખોરોની લંગારની લંગાર સદા હાજર રહેતી. આ આનંદદાયક સમયનો લાભ લઈ, બની શકે એટલા પૈસા ખરચાવવા અને તેમાંથી પોતાનું મન માન્યું કમિશન કાઢી લેવું, એ આશયથી તેમના એક ખુશામતીયાએ તેમને ઉશ્કેર્યા અને પુત્રજન્મની ખુશાલીમાં એક મોટો સમારંભ કરવાનું તેમણે જાહેર કર્યું.

ગોમતીપુર સંસ્થાનમાં વ્રજકિશોરની મહત્તા ખૂદ ગોમતીપુરના મહારાજા કરતા વધુ હતી. મહારાજા શિવકુમાર રાજ્યના પ્રધાન હતા. પણ પ્રધાન અને મહારાજા દરેક કામકાજમાં નગરશેઠ અને રાજ્ય-શરાફ વ્રજકિશોરની સલાહ લેતા. રાજ્યનું સંચાલન શેઠજીની ઇચ્છા પ્રમાણે જ થતું. શેઠજીનું મન દુખવાને એક પગલું પણ ભરવાની કોઇની તાકાત ન હતી.

નગરશેઠને ત્યાં ઉત્સવ ઉજવવાના સમાચારો જાહેર થતાં જ, શહેરના અગ્રગણ્ય ગૃહસ્થો અને માખણીયા વર્તમાનપત્રોએ તે સમાચારોને વધાવી લીધા. શેઠજી ઉપર પુત્ર જન્મને માટે અભિનંદનના સંદેશાઓનો વરસાદ વરસી રહ્યો અને ઉત્સવ ઉજવવાની જબરી તૈયારીઓનો

આરંભ થઇ ગયો. આજથી આઠમે દિવસે એ મહાન ઉત્સવ પાટનગર ગોમતીપુરના રાજગઢને સીમાડે ઉજવાવાનો હતો.

રાજગઢને સીમાડે દૂર્ગમેદાન નામની વિશાળ જગા હતી. એ જગામાં નગરશેઠનો બાદશાહી બંગલો હતો. બંગલાની સાથે જ એક સુંદર સામીયાનો નાંખવામાં આવ્યો હતો. મંડપના બે ભાગ કર્યા હતા. એક ભાગમાં પુરૂષોને બેસવાની જગા હતી બીજા ભાગમાં સ્ત્રીઓને બેસવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. બંને બ્લોકોમાંથી બરાબર જોઇ શકાય એ રીતે, બ્લોકોની સામે, બંગલાના ઓટલા ઉપર, રંગભૂમિ બાંધવામાં આવી હતી.

આજે રાત્રે બરાબર નવ વાગે આ મહાન મેળાવડાની શરૂઆત થવાની હતી. નવ વાગ્યા. મેળાવડો શરૂ થઇ ગયો. આરંભમાં બે ડવાહન થયા પછી, વ્રજકિશોર શેઠના સેક્રેટરી ચદ્રનાથે આજના મેળાવડાનું કારણ જણાવ્યું. મિત્રોના અને શુભેચ્છોના સદેશાઓ વાંચી સંભળાવ્યા. એ વિધિ પતી ગયા કેડે, ખૂબ મોટા પ્રમાણમાં માખણ પીરસવાનું કામ ચાલ્યું. લગભગ ડઝનેક માણસોએ શેઠજીને પુત્ર જન્મ માટે અભિનદન આપતા ભાષણો કર્યા, તે પછી મેળાવડાનો એક મહત્વનો કાર્યક્રમ શરૂ થયો.

ચંદ્રનાથે આ કાર્યક્રમની પુર્વભૂમિકા સમજાવતા કહ્યું, "મહાશયો! આજના મેળાવડાનું, કેટલાંક મનોરંજક કાર્યો એ એક મહત્વનું અંગ છે. બંગાળાની શ્રી ભારત નાટ્ય કળા સમાજ નામની સંસ્થાને અમે મોટે ખરચે આજે બોલાવી છે. આ સંસ્થા નાટય કળામાં એટલી બધી કુશળ છે, કે તેની પ્રસંશા કરવી વ્રથા છે. એ નાટયકળા સમાજ તેમનો "રૂશિયામાં રાજક્રાંતિ" નામનો સમાજવાદી નાટક આપની

આગળ રજુ કરશે. તે પછી ભોજનવિધિ થશે અને ભોજન થયા પછી પ્રોફેસર રામદેવ શર્મા જાદુના પ્રયોગો કરશે. હવે નાટયનો આરંભ થાય છે.”

ચંદ્રનાથે પ્રસ્તાવના પુરી કરી. તેજ સાથે રંગભૂમિ ઉપરનો પડદો ઉંચકાયો. બાળાઓએ કવિ રવિન્દ્રબાબુના એક અસલ બંગાળી ગીતથી જ શરૂઆત કરી, તે પછી નાટકનો આરંભ થયો.

નાટકની વસ્તુ લોકોને ખૂબ પસંદ પડી. રૂશિયાના ઝારના, ઔરંગઝેબને આંટી નાંખે એવા કાળા કામો, જાલીમ જુલ્મો, આફત ભર્યા અત્યાચારો, તે સામે સામ્યવાદીઓએ કરેલો મર્દની માફક સામનો, વગેરે દૃષ્યો એક પછી એક રજુ થતા, લોકો ઠરી ગયા. કળાકારોના અભિનય અને સંગીત માટે, પ્રસંશાના ઉદગારોની સરિતા ધોધમાર વહી નીકળી.

છેવટે એક ભયાનક દ્રષ્ય શરૂ થઇ ગયું. સામીયાનાની સાથે જ ઉભો કરેલો રૂશિયાના છેલ્લા ઝાર નિકોલસનો રાજમહેલ સામ્યવાદીઓએ સળગાવી મૂકયો. પ્રેક્ષકો આ દેખાવ જોતાં જ ઠરી ગયા! “આગનો દેખાવ કેવળ સાચા જેવો છે. આગ લગાડનારાઓનો અને આગ હોલવનારાઓનો અભિનય કેવળ બરાબર છે.” એવા ઉદ્‌ગારોથી મંડપ ભરાઇ ગયો રિવોલ્વરના ધડાધડ અવાજો થવા લાગ્યા!

એટલામાં વ્રજકિશોર શેઠના મહેલની એક બારીમાંથી એક દોરડી નીચે ફેંકાઇ. આ બારીનો ભાગ પણ નાટકસમાજને સોંપી દેવામાં આવ્યો હતો અને તે સ્થળે તેમણે કેટલાક દ્રષ્યો ગોઠવ્યા હતા. દોરી નીચે ફેંકાતાં જ બે સખસો સડસડાટ કરતા ઉપર ચઢી ગયા. તેમના હાથમાં મોતધેલી કાળી રિવોલ્વરો ચળકતી હતી. રિવોલ્વરોનો

ઘોડો દબાવતાં જ, તેમાંથી ભયાનક સુસવાટા સાથે લીલો ઝેરી ગ્યાસ પ્રકટતો હતો.

પેલા સખસોએ આગળ વધીને રિવોલ્વર ચલાવી. બારણાના લોખંડી તાળાઓ ઉપર, એ ગ્યાસની ધારા પડતાં જ તેમાં નાના ઝીણા ક્ષતો પડી ગયા. એ ક્ષતમાં કાંઇક પ્રવાહી નાંખતા, તાળાંના ટુકડેટુકડા થઇ ગયા અને તાળાં આપેઆપ નીચે તૂટી પડયા. કોઇક જાતનું જલદ રસાયણ ડાકુઓની પાસે હતું અને તેઓ તેનો છૂટથી ઉપયોગ કરી રહ્યા હતા.

ત્રીજા ઓરડામાં નગરશેઠની તિજોરી હતી. આ ઓરડો હાલના નગરશેઠના પિતા વિશ્વેશ્વરદેવે બંધાવ્યો હતો. ખાસ બંગાળેથી વિજ્ઞાનશાસ્ત્રીઓ બોલાવીને, તેમની પાસે અખંડ લોખંડની પ્લેટો બનાવરાવી, આ ઓરડો તૈયાર કર્યો હતો અને તેમાં એક મજબૂત યાંત્રિક ત્રિજોરી હતી. આ ત્રિજોરીમાં નગરશેઠના પૂર્વજોએ સંચિત કરી રાખેલું, લાખોનું જવાહીર હતું.

સામ્યવાદીઓએ ઝપાટાબંધ એ લોખંડી ઓરડી—સેઇફ ચેંમ્બર તરફ ધસારો કર્યો. તરત જ એ ડાકુઓની રિવોલ્વરમાંથી ગ્યાસનો લીલો પ્રવાહ ઝર્યો, પણ ચેંમ્બરની દિવાલો ઉપર અથડાઈને એ પ્રવાહ, નીચે ઢળી પડયો. દિવાલ જેમની તેમ કાયમ રહી.

બીજે પળે જ ડાકુઓએ એક નવી યોજના કરી. ડાકુ સરદારની આજ્ઞાથી ચોક્કસ સમયે સ્ટેજ ઉપર, એક ધડાકો કરવાની યોજના થઈ અને તેજ સાથે સેઇફ ચેંબરની સાથે નવી બદમાસીની રમત આરંભાઈ! સરદારે ઇલેકટ્રીકનો બલ્બ ખેંચી કાઢયો અને ત્યાંથી કરંટ લઇને, દિવાલમાં ચોક્કસ રીતે દાખલ કરવામાં આવ્યો. થોડી જ પળોમાં

દિવાલ ઉષ્ણુતાથી જળી ઉઠી. એક ભયંકર ધડાકો થયો અને તે સાથે જ દિવાલમાં તડ પડી. ડાકુઓએ એ ઉપર ગ્યાસનું આવરણુ ફેંક્યું. તે સાથે જ તેમાં એક મોટું ગાબડું પડયું અને ચેમ્બર તૂટી ગઇ!

ચેમ્બર તૂટી જતાં જ ત્રણુ ડાકુઓ અંદર ધસ્યા. અંદર લોખંડી તિજોરી હતી. તિજોરી મજબુત હતી. એને પણુ એજ પ્રકારે જોત જોતામાં તોડી નાખવામાં આવી. ઝપાટાબંધ મહેલની લૂંટ પુરી થઇ. આ બધું સત્ય હતું કે નાટક હતું, તે કોઇ કાંઈ સમજી શકતું નહતું.

હવે ડાકુઓની દષ્ટિ એક અન્ય મહત્વને સ્થળે ખેંચાઇ. નાટક જોવા માટે પુરૂષોથી થોડે દૂર સ્વતંત્ર રીતે સ્ત્રીઓને માટે બ્લોક બાંધવામાં આવ્યો હતો. એ બ્લોકમાં હજારો અને લાખોની કિંમતના દાગીના સાથે શ્રીમંતોની સુંદરીઓ વિરાજેલી હતી. એ નારી સમુદાયમાં રાજ પરિવારની રમણીઓ હતી. નગર શેઠને ત્યાંની નારીઓ હતી. પ્રધાન સાહેબને ત્યાંની પ્રેમદાઓ હતી. સુપ્રસિદ્ધ ગૃહસ્થોની ગૃહરાણીઓ હતી અને અન્ય શહેરીઓની સુંદરીઓ પણુ હતી!

આ નારી સમુદાયની આગળ આવીને પેલું ડાકુવૃંદ ઉભું રહેતાં જ, ત્યાં ગભરાટ અને કોલાહલ વ્યાપી ગયો! બૂમાબૂમની શરૂઆત થઇ. પણુ સ્ટેજ ઉપર થતા કડાકા ભડાકાની આગળ નારી જગતનો નિર્બળ નિનાદ, કોઇએ સાંભળ્યો નહિ. તરત જ બે બારણે રિવોલ્વર ધારી બે માણુસો ઉભા રહી ગયા! અને બાકીના ડાકુઓ મહિલા મંડળમાં ફરી વળ્યા. "દાગીના ઉતારો"ના નાની ધીમી ચીસ પડી અને જોઇએ એટલું જવાહીર ડાકુઓના હાથમાં આવી ગયું.

હવે છેલ્લો સીન શરૂ થયો. રાજા નિકોલસની નાની પુત્રી કુમારી માર્ગારેટના હરણુનો એ સીન હતો. આગ હોલવી નાખવામાં

આવી હતી. મારામારી શાંત બની ગઇ હતા. સ્ટેજ ઉપર એક ઘોડો આવીને ઉભો રહ્યો. તરત જ એક મહિલાને તેના મોઢામાં ડુચો મારી ઉંચકી લાવીને ઘોડા ઉપર નાંખવામાં આવી અને ઘોડો ચારે પગે ઉછળતો દોડ્યો !

રાજકુમારીના અપહરણ પછી, રાજસૈનિકો તેનો બચાવ કરવા જતા હતા, એ દેખાવ આવતો હતો. પણ હવે પ્રસ્તુત સ્ટેજ શાંત હતું. સ્ટેજ ઉપર ન તો ખેલાડીઓ આવતા હતા. ન કાંઇ અંતરગત ગરબડ સરબડ જણાતી ! મિનિટો એમને એમ વહી ગઇ. એટલામાં નારીસમુદાયમાંથી ભય અને ત્રાસની ચીસ પડી. દ્વાર ઉપર ઉભા રહેલા ડાકુઓ ખસી જતાં જ, મહિલા વર્ગે પ્રબળ પોકારથી ઉદ્યાન ગરજાવી મૂક્યું હતું.

સ્ત્રીઓની કાતરગર્જના સાંભળીને તરત જ નગર શેઠના રક્ષકોએ અંદર ધસારો કર્યો. અંદર જુએ છે, તો એકે એક મહિલાઓ ઝવેરાત વિહોણી થઇ ગઇ હતી. રાજકુમારી અનુરાધાનું અપહરણ થયું હતું ! ઉલ્કાપાત, ત્રાસ, ભય અને ખિન્નતાથી વાતાવરણ સળગી ઉઠ્યું હતું.

નગર શેઠને હવે કાંઇક વહેમ પડ્યો. તેમણે તરત જ નાટ્યસમાજના કળાધરોની શોધ કરવા માંડી. હવે જ તેમને માલમ પડ્યું, કે નાટકસમાજના કળાધરોને નામે ડાકુઓએ, તેમની સાથે ભયાનક દગો કર્યો હતો ! સ્ટેજ ઉપર લૂંટ, ફાટ અને ધડાધડી ચાલતી હતી, તે દરમિઆન નગરશેઠનો મહેલ ખરેખરજ લૂંટવામાં આવ્યો હતો નગરશેઠને ત્યાંનાજ આસરે ત્રીસથી ચાળીસ લાખના ઝવેરાતો ઉપાડી જવામાં આવ્યા હતા. સ્ત્રીમંડળમાંથી લૂંટેલા જવાહરની કિંમત કેટલી થઇ હતી, એતો ભાગ્યે જ કોઇ જાણતું હતું !!

નગર શેઠની પાસે એક ખાલી ખુરસી હતી. એ ખુરસી ઉપર એક કાગળનો ટુકડો પડેલો નગરશેઠના જોવામાં આવ્યો. ટુકડો લઇને વાંચતા જ શેઠજી ઠરી ગયા. કાગળમાં નીચે પ્રમાણેની ઘટના હતી.

ફક્ત એક જ લાખ.

.................

જનતાને પીડી રહેલા જુલ્મગારોને આથી ચેતવણી આપવામાં આવે છે, કે અમે આ રાજ્યમાંથી શ્રીમંતાઇનો નાશ કરવાની ચળવળ ઉપાડી છે. આ કાર્ય માટે જોઇતો પૈસો, અમે આજે મેળવી લીધો છે અને સાથે સાથે રાજા નિકોલસની કુમારીને બદલે, રાજકુમારી અનુરાધાદેવીનું હરણ કર્યું છે. ફક્ત એક લાખ ગિની એના બદલામાં માંગીએ છીએ, તે મળી જતાં જ એને છૂટી મૂકી દેવામાં આવશે. શહેરને પાદરે કાશી વિશ્વનાથના મંદિરમાં શીવલીંગની પાસે પૈસા મૂકી જવા !"

રાજકુમારીના હરણથી વાતાવરણ ભય, ત્રાસ અને ઉલ્કાપાતથી સળગી ગયું !!



૩

ગઇ કાલે બની ગએલા બનાવથી, ગોમતીપુર શહેરમાં જ્યાં ત્યાં ત્રાસ અને ભય વ્યાપી ગયા હતા! અને તેમ થાય તેમાં નવાઇ પણ ન હતી. રાજ્યના માનનીય નગરશેઠની સાથે ડાકુઓએ જે ભયાનક કાર્યવાહી કરી હતી અને તેના પછી ખુદ રાજપુત્રીના અપહરણની જે ઘટના બની હતી, તે ત્રાસ અને ભયથી જગતને ભરી દેવાને સમર્થ હતી.

નરહરિ તેના વિચારાલયમાં બેઠા બેઠા આ આખો પ્રશ્ન ઘણી જ ઉંડી ગંભીરતાથી વિચારી રહ્યા હતા. બની ગએલો બનાવ જેટલો ભયંકર હતો, તેટલો જ તે ગંભીર હતો અને રાજ્યના અધિકારીઓની કીર્તિને માટે કલંકરૂપ પણ હતો. હવે શું કરવું અને આ મામલાનો અંત કેવી રીતે આણવો, તે એક પ્રશ્ન હતો.

એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી. નરહરિએ રિસીવર હાથમાં લઇ વાતચીત શરૂ કરી. ગોમતીપુરના મહારાજા નરહરિને બોલાવી રહ્યા હતા. થોડીવારે નરહરિ રાજમહેલમાં આવી પહોંચ્યા. આ વખતે નવેક વાગ્યા હતા. મહારાજા દિવાનખાનામાં બેઠા હતા. સાથીઓનું એક નાનું મંડળ તેમની આસપાસ વીંટળાઇ વળેલું હતું. મહારાજા નાસ્તો અને ચહા લેતા હતા અને વાતચીતનો પ્રવાહ પણ આગળ ચાલતો હતો.

નરહરિને જોતાં જ મહારાજાએ આવકાર આપ્યો અને તેમને પોતાની પાસેની ખુરસી ઉપર બેસાડયા. થોડી ક્ષણોમાં મહારાજાએ તેમના બીજા સાથીઓને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી. નરહરિ

એકલા પડ્યા પછી, મહારાજાએ તેમની સાથે વાતચીત શરૂ કરી. તેઓ બોલ્યા: "મી૦ નરહરિ! મારે એક અતિશય ખાનગી વાત તમને નિવેદન કરવાની છે અને તે માટે મેં તમને અત્રે બોલાવ્યા છે!"

નરહરિએ જવાબ આપ્યો: "હાજી! હું ધારૂં છું કે ગઇ કાલે જે ભયાનક બનાવ બની ગયો છે, તે સંબંધમાં જ આપ મારી સાથે વાતચીત કરવા માંગતા હશો. એ આખો બનાવ મેં મારી ડાયરીમાં નોંધી લીધો છે અને હું હવે તેની લગતી તપાસ કેવી રીતે હાથ ધરવી, તેનો જ વિચાર કરી રહ્યો છું."

"અલબત્ત, એ તમારી ફરજ છે અને તે કામ તમે ઉપાડી લીધું છે, તે માટે હું તમને ધન્યવાદ આપું છું, પરંતુ તમારી તપાસ વધુ સરળ થઇ પડે, તેવી કેટલીક માહિતી મારે તમને આપવાની છે અને તેથી જ આજે મેં તમને અહીં બોલાવ્યા છે..."

"...આપણું આ ગોમતીપુર સંસ્થાન ક્યાં આવ્યું છે, તેનો તમને ભૌગોલિક ખ્યાલ તો ઠીક ઠીક હશે જ. તમે તો હિંદ છોડીને અહીં વિમાનમાં આવ્યા હતા, એટલે તમને આ સંસ્થાનની માહિતી કદાચ થોડી જ હશે. તમે લક્ષદ્વીપ માલદ્વીપ ટાપુઓનું નામ તો સાંભળ્યું હશે. એ ટાપુઓની ઉત્તરે આવેલા વિજયદૂર્ગ ટાપુ ઉપર આપણું સંસ્થાન વસેલું છે..."

"...વિજયદૂર્ગ ટાપુની શોધ આજથી આસરે પાંચસો વર્ષ ઉપર થઇ હતી. આ ટાપુ ભયાનક અરણ્યોથી ભરપુર ભરેલો હતો. આથી અહીં કોઇપણ પ્રજા આવવાની હિંમત કરી શકતી નહોતી. પણ અમારા પૂર્વજોને આ ટાપુ ઉપર ચાલ્યા આવવાની ફરજ પડી હતી. ટાપુની શોધ થયા પછી પણ ઘણા વર્ષ તો આ ટાપુ એમનો એમ

પડી રહ્યો હતો. પછી અમારા પૂર્વજો અહીં આવ્યા. તેમણે તેમના સાથીઓ સાથે અહીંના જંગલો કાપ્યા. જમીનો સુધારી. શહેર વસાવ્યું..."

"...પછી સોએક વર્ષે અહીં સોનાની ખાણો મળી આવી. ત્યારથી આ ટાપુનો વેપાર ધંધો વધ્યો. પરદેશીઓ લાખો અને હજારોની સંખ્યામાં અહીં આવી વસ્યા અને સંસ્થાન એક આગળ પડતું રાજ્ય થયું. એ વખતે પરદેશીઓએ અમારૂં સંસ્થાન પડાવી લેવાનો વિચાર કર્યો હતો, પણ તેમાં તેઓ ફાવી શક્યા ન હતા, અને તેથી જ અમારૂં રાજ્ય હજુ સુધી સ્વતંત્ર રહી શક્યું છે..."

"...હવે મારે જે એક મુખ્ય વાત કહેવાની છે, તે હું રજુ કરૂં છું આ વાત મારા દાદાના સમયની છે. મારા દાદા ગાદીએ બેઠા, ત્યાં સુધી અમારા પૂર્વજોએ બે સ્ત્રીઓ કરી ન હોતી. મારા દાદા બે રાણીઓ પરણ્યા. એક રાણી હિંદુસ્થાનના કોઈ સંસ્થાન પતિની પુત્રી હતી બીજી સિલોનના રાજકુટુંબની દીકરી હતી. આમ થવાથી આ બંને રાણીઓ વચ્ચે, રાજ્ય મેળવવાના સંબંધમાં હરિફાઇ જામી..."

"....જેને પહેલો પુત્ર થાય, તે રાણી રાજમાતા થવાની હતી આ હરિફાઇમાં મારા પિતાની માતાએ એક દગો રચ્યો. તેને ગર્ભ રહ્યો ન હતો, પણ તે છતાં તેણે પોતે ગર્ભવતી છે; એમ જાહેર કર્યું અને તેણે એક સંસ્થાનના રાજકર્મચારીઓને હાથ ઉપર લઇ, ત્યાંની ગર્ભવતી રાણીનું હરણ કરાવ્યું..."

"...આ ગર્ભવતી રાણીને ગોમતીપુરમાં છુપી રીતે લાવવામાં આવી. તેને પુત્રનો પ્રસવ થતાં જ, તેનું ખૂન કરવામાં આવ્યું અને તેના પુત્રને મારા દાદાની હિંદીરાણીના પુત્ર તરીકે જાહેર કરવામાં આવ્યા.

સિલોનની રાજકન્યાને આ દૈવવિક્ષેપથી ભારે આઘાત થયો અને તેણે આપઘાત કર્યો. એ રાજપુત્ર તેજ મારા સદ્દગત પિતાજી થાય!..."

"...મારા દાદીમાને પોતાને પુત્રજન્મ થયો છે, એમ જગતને મનાવવામાં અને યુવરાજની માતા થવામાં ભારે આનંદ થયો. પણ તેનો આ આનંદ લાંબો સમય ટકી શકયો નહિ. એવું બન્યુ કે બે વર્ષ પછી, મારા દાદીમાને ખરેખર પુત્ર જનમ્યો! હવે માતાનું ચિત્ત હેલે ચઢ્યું. પોતાનો ખરો પુત્ર રાજાનો ભાયાત બને અને બહારથી આણીને ઠેસવી દીધેલો બાળક, ગોમતીપુરનો રાજા થાય, એ તેનાથી સહન થઈ શકયું નહિ. તેણે પોતાના એ બનાવટી પુત્રનું ખૂન કરવાનો પ્રયત્ન કરવા માંડયો. એમને એમ દિવસો ઉપર દિવસો જવા લાગ્યા અને વર્ષો ઉપર વર્ષો વીતી ગયા..."

"...બંને ભાઈઓ હવે મોટા થયા. એક દિવસ નાનાભાઈને તેની માતાએ એટલે મારી દાદીએ તેના જીવનની અને યુવરાજને પોતે કેવા કપટથી રાજ માલિક બનાવ્યો છે, તેની વાત કહી અને મોટાભાઇનું ગમે તે રીતે ખૂન કરવાનું જણાવ્યું. નાનો ભાઇ બહુ જ ધર્મ ચુસ્ત હતો. માતાની આ આજ્ઞા સાંભળીને તે થંભી ગયો, તેણે માતાને ઠપકો આપ્યો, કે જેને તેણે એકવાર પુત્ર કહીને લાડલડાવીને મોટો કર્યો છે, તેને જ તે હવે મારી નાખવાં ચાહે છે, એ પાપ છે. તેને રાજપાટ ઉપર તિરસ્કાર આવ્યો અને તે રાજ છોડીને સંન્યાસી થઇ ચાલી ગયો!..."

"...તે ચાલ્યો ગયો, તે વખતની કથા પણ ઘણી કરૂણ છે. એક દિવસ બંને ભાઇ જંગલમાં શિકાર ખેલવા ગયા હતા. એ પ્રસંગે મોટાભાઇએ નાનાને કોઇ વાંક માટે માર્યો. તેજ ક્ષણે નાનાભાઇએ

તેની પાસે આ બધી હકીકત લખેલો દસ્તાવેજ હતો, તે મોટાભાઇને સોંપી દીધો અને પોતે ચાલતો થયો. આ રહ્યો તે દસ્તાવેજ!" એમ કહીને મહારાજાએ એક દસ્તાવેજ કાઢીને તે નરહરિના હાથમાં મૂકયો!

મહારાજાએ પાછી વાત ચાલુ કરી. "નાનો ભાઇ એટલે પોતાનો ખરો પુત્ર ગૂમ થવાથી, મારા દાદીએ આપઘાત કર્યો. મારા પિતાએ પણ મને ગાદી સોંપી દીધી અને તેઓ કાશીની યાત્રાએ ચાલ્યા ગયા. તે પછી તેમનો પણ કશો પત્તો નથી. હવે મને લાગે છે કે એજ મારા કાકા સ્વદેશ સેવાસંઘની સ્થાપના કરીને, તેને નામે મારી સામે ઉત્પાત મચાવી રહ્યા છે. તેઓ જે ચિઠ્ઠીઓ જુદા જુદા માણસો ઉપર લખે છે, તે તમારા હાથમાં આવી છે અને આ તેમના જ હાથનો દસ્તાવેજ છે. એ દસ્તાવેજના અક્ષરો અને એ ચિઠ્ઠીઓના અક્ષરો મેળવી જોઇને, તમે એ લખાણ કોનું છે, એ સૌથી પહેલાં નક્કી કરો, એ મારી ઇચ્છા છે."

નરહરિએ દસ્તાવેજ લીધો અને તેણે દસ્તાવેજની ઘડી વાળીને તેને ખીસામાં મૂકયો! તે પછી મહારાજા અને નરહરિ વચ્ચે કાંઇ વધારે વાતચીત થવા પામી નહિ. લગભગ પાએક કલાક આમતેમની આડીઅવળી વાતો કરીને, નરહરિએ મહારાજાની આજ્ઞા લીધી! રાત્રે નવેક વાગે, નરહરિ જમીપરવારીને તેમની સ્પેશીઅલ રૂમમાં આવ્યા.

નરહરિનો આ સ્પેશિઅલ રૂમ ઘણો અગત્યનો હતો. સેંકડો રૂપીઆને ખરચે તેમણે આ રૂમની રચના કરી હતી અને તેમાં વિવિધ પ્રકારના યંત્રો રાખવામાં આવ્યા હતા. આ યંત્રોનો ચોરીઓ પકડવી, સાચાજુઠા દસ્તાવેજો પારખવા ઇત્યાદિ અનેક કાર્યોમાં ઉપયોગ થઈ

શકતો. નરહરિએ પેલો દસ્તાવેજ કાઢીને ટેબલ ઉપર મૂકયો અને તેની પાસે જ વ્રજકિશોર શેઠને મળેલી પેલી ચિઠ્ઠીઓ કાઢીને ગોઠવી.

તેમના ટેબલ ઉપર એક અક્ષરો પારખવાનું યંત્ર હતું. યંત્રની રચના એવી હતી કે તેના શીરો ભાગે એક ચળકતો પડદો હતો. યંત્રની વચ્ચે પ્લેટ હતી. પ્લેટ ઉપર જુદા જુદા અસલ દસ્તાવેજો મૂકતા, તેમાંની એક એક લીટીની છાંયા પેલા પડદા ઉપર દસ વીસ ગણા આકારથી પડતી અને તે ઉપરથી અક્ષરોની મરોડ પારખી, બે ભિન્ન ભિન્ન લખાણો લખનાર એક જ વ્યક્તિ છે, કે કેમ તે ઠરાવી શકાતું.

નરહરિએ યંત્ર શરૂ કર્યું. તરત જ એક લીટી દસ્તાવેજની અને તેની નીચે જ એક લીટી પેલી ચિઠ્ઠીની. એમ ઉપસી આવી. અક્ષરોના મરોડ લગભગ સરખા હતા. છતા અક્ષરોના બીજા અંગોમાં એટલો બધો ફેરફાર હતો, કે આ અક્ષરો એકજ વ્યકિતના છે, એમ કહેવામાં ભારે મુશ્કેલી હતી. નરહરિ હવે એક કુશળ ડિટેક્ટીવ બન્યા હતા. એક વાર જે નામના અને પ્રતિષ્ઠા દેવેન્દ્રે મેળવ્યા હતા, તેજ પ્રતિષ્ઠા આજે નરહરિને મળી હતી. આંતરરાષ્ટ્રિય જગતમાં નરહરિનું સ્થાન પહેલી પંક્તિના ડિટેક્ટીવ અફસરોમાં હતું. પણ આજે આ દસ્તાવેજ આગળ તેની કુશળતાનું કાંઇ પરિણામ નિપજ્યું નહિ!

એટલામાં ટેલીફોનની ઘંટડીનો એકદમ અવાજ આવ્યો. નરહરિ પોતાનું કામ પડતું મૂકીને ઉઠયા અને ટેલીફોન ઉપર જઇને વાતચીત શરૂ કરી. નરહરિએ પૂછ્યું: "કોણ છો, કયાંથી બોલો છો?"

સામેથી જવાબ મળ્યો "હું કિશોર પંડિત. પોલીસ સ્ટેશનથી વાત કરૂં છું. રાજ્યની બેંક ઉપર ધાડ પડી છે અને તેથી ત્યાં હું

હમણાંજ પોલીસ પાર્ટી સાથે રવાના થાઉં છું. તમે મારી સાથે આવી શકશો? તમે આવો એમ ઇચ્છું છું.”

“મી. પંડિત,” નરહરિ બોલ્યા: “આજે મને મહારાજ સાહેબે ખાસ અગત્યનું કાર્ય સોંપ્યું છે અને તેથી હું દીલગીર છું, કે તમારી સાથે આવી શકતો નથી. મારા સરખું જો કાઇ ખાસ કામ હોય, તો ત્યાં ગયા પછી મને ફોન કરી શકો છો.”

પંડિત બોલ્યા: “તમારૂં કામ તો મને પળે પળે પડે એવો સંભવ છે, ડાકુઓ લૂંટ કરીને નાસી ગયા હોય, તો તેમના પગલાંની તથા તેમના હાથ જ્યાં પડયા હોય તે તે સ્થળોની છબીઓ લેવી પડશે અને તે છબીઓ ઉપરથી ડાકુઓને પકડવાનું કાર્ય હાથ ધરવું પડશે. તમારા જેવા અનુભવી ગૃહસ્થ વગર મારાથી આ બની શકે એવું નથી. આથીજ હું, તમે મારી સાથેજ આવો, એ ચાહું છું. હું તમારે ત્યાંજ આવું છું, પછી આપણે રૂબરૂ મળીને તમારે બેંક ઉપર આવવું કે નહિ, એ ઘટના ઠરાવીશું.”

થોડીવારમાં કિશોર પંડિત પચ્ચીસેક પોલિસોની પાર્ટી સાથે નરહરિને ત્યાં આવી પહોંચ્યાં. નરહરિએ થોડી આનાકાની કરી. પરંતુ કિશોરે તે માન્યું નહિ. નરહરિ અને કિશોર બંને મોટર બસમાં બેંકના મકાન તરફ રવાના થયાં.

કિશોરની મોટરબસ ત્યાં આવી પહોંચી, તે વખતે બેંકને ધડધડાટ આગ લાગી રહી હતી. આકાશ ગામી આગની જ્વાળાઓ અત્યાચાર અને ગુંડાગીરી સામે પોકાર ઉઠાવતી, પુરજોસમાં આગળ વધતી હતી. જ્યારે બીજી બાજુએ એક મોટરકાર ત્યાંથી નાસી જવાની પુરવેગે તૈયારી કરી રહી હતી.

નરહરિએ આ કારને જોતંજ રિવોલ્વર બહાર કાઢી અને તેમણે કિશોરનું પેલી મોટર તરફ ધ્યાન દોર્યું. કિશોરે જોયું, કે મોટર પુર વેગથી નાસી જવાની તૈયારી કરે છે. કિશોરે ત્યાંનુ કાર્ય પોતાના સહકારીઓને સોંપી દીધું અને કિશોર તથા નરહરિ પેલી નાસી જતી મોટરની પાછળ ધસ્યા તેજ પળે મોટર એકદમ વાયુ વેગે દોડવા લાગી.

કિશોરની મોટરે પણ વેગ વધાર્યો અને બંને મોટરો એક બીજાની હરિફાઈ કરતી, એકજ માર્ગે આગળ દોડવા લાગી. પુરપાટે હોર્ન પર હોર્ન મારતી, દોડતી મોટરો જોઈ. લોકોમાં ભારે કુતુહલ અને નવાઈની લાગણી વ્યાપી ગઈ. અને રસ્તામાં સંખ્યાબંધ માણસો આ તમાશો જોવાને નીકળી પડયા!

એટલા કાળમાં તો મોટરો શહેરનો લત્તો પુરો કરીને, કૃષ્ણનગર ખાતે આવી પહોંચી. કૃષ્ણનગર ગોમતીપુરનું એક પરૂં હતું. શહેર અને પરાની વચ્ચે કૃષ્ણાનદી વહેતી હતી. અહીં કૃષ્ણાનદીનો પટ આસરે દોઢેક માઈલ લાંબો હતો. મોટરનો વેગ એક સરખો ચાલુ હતો. સામે નદીનો વિશાળ પટ પડેલો જોતાં જ કિશોર ચમકયો અને તેણે મોટરનો વેગ કાંઇક ધીમો પાડયો!

આગલી મોટર તો સડસડાટ દોડતી એકદમ સરીતાના પાણીમાં જ ઘુસી ગઇ! કિશોરને હવે સ્પષ્ટ જણાતું હતું કે મોટર સ્ટીમ બોટના રૂપમાં ફેરવાઇ ગઇ છે અને ઝપાટાબંધ પાણી કાપી રહી છે! નરહરિ અને કિશોરે બંદર ઉપરની એક સ્ટીમબોટ ભાડે કરી અને તેમણે પણ આગલી મોટર બોટની પાછળ દોડવા માંડયું!

પણ થોડીવારમાં એક આશ્ચર્યકારક બનાવ બન્યો! મોટર બોટની ગતિ તદન ધીમી પડી ગઇ અને જાણે તેમાં કોઇ જ માણુસ ન હોય

અને તેના મશીનો પણ બંધ થવાની અણી ઉપર હોય એવો દેખાવ જણાવા લાગ્યો! નરહરિ અને કિશોર તરતજ એ મોટરબોટમાં દાખલ થયા! આશ્ચર્ય! મોટરબોટમાં એક પણ મનુષ્ય ન હોતું! હથિયારો નહોતા! કાંઇ પણ નહોતું.! માત્ર એક રૂમમાં ટેબલ ઉપર થોડાક કાગળો અને એક બે સીક્કાઓ પડેલા મળી આવ્યા.

નરહરિએ આ કાગળો તથા સીક્કાઓ લઇ લીધા. તેમને આ કાગળોના અક્ષરમાં અને પેલા દસ્તાવેજના કાગળોમાં કાંઇક સામ્ય હોય એમ જણાવા લાગ્યું! કાગળો ઉપર કેટલીક મહોરો હતી. એ મહોરો પેલા સીકકાઓને બરાબર મળતી આવતી હતી. નરહરિએ આ સઘળી વસ્તુઓ પોતાને ઘણી ઉપયોગી થઇ પડશે, એમ જાણીને લઇ લીધી. અને તે બેગમાં મૂકી.

કિશોરને પણ મોટરબોટ હાંકતા આવડતું હતું. તેણે બોટ હાંકવા માંડી. કિનારે આવેલી બોટને મોટરના રૂપમાં કેવીરીતે દોડાવવી, તેને લગતો ખુલાસો ડ્રાઇવરની બેઠક પાસેજ એક તખતી જડેલી હતી, તેમાં કરવામાં આવ્યો હતો. કિશોરે તે પ્રમાણેનો અમલ કરતાંજ સ્ટીમ બોટ મોટર તરીકે પુનઃ દોડવા લાગી.

દરમિઆન બેંકના મકાનમાં લાગેલી આગ હોલવી નાંખવામાં આવી હતી. ત્યાંથી મળી આવેલી નિશાનીઓ તથા અન્ય ચીજોનો કબજો લેવામાં આવ્યો હતો અને ઘટતી વિધિ પુરી કરવામાં આવી હતી. નરહરિ અને કિશોર હવે બેંક પાસે ન રોકાતા, એકદમ નરહરિના બંગલામાં આવી પહોંચ્યાં. મોટરની ખૂબ ઝીણવટથી તપાસ લેવાનું જરૂરી હોવાથી, મોટરને બંગલાની નીચેના તબેલામાં રાખવામાં આવી અને નરહરિ તથા કિશોર ઉપર ઓફિસ રૂમમાં જઇને બેઠા.

નરહરિએ કિશોરને પેલા દસ્તાવેજને લગતી સઘળી હકીકત સમજાવી, અને પછી તેમણે પેલા કાગળો અને સીક્કાઓ સાથે દસ્તાવેજના અક્ષરો મેળવી જોવા માંડયા. કાર્યના રોકાણથી સમય કયાં પુરો થાય છે, તેની પણ ખબર પડતી ન હોતી. એટલામાં રાતના દસના ટકોરા પડયા. નરહરિએ છાયાયંત્ર ચાલુ કર્યું.

એજ પળે તબેલામાં બીજો એક ભયાનક પ્રકાર બની રહ્યો હતો. જન વિહોણી મનાએલી પેલી મોટરના છેક નીચેના ભાગમાં કાંઇક છુપી હિલચાલ વ્યાપી ગએલી જણાઇ! પુરતી ગંભીરતા અને ખબરદારીથી મોટર નાચેની બેઠકના પાટીયાની એક બારી ખુલી ગઈ અને તેમાંથી એક માણસ બહાર આવ્યો!

પડછંદ શરીર! વજ્રને શરમાવતાં સીસાના ગટ્ટા જેવા હાથપગ અને એની બીહામણી મુખાકૃતિ, પ્રાચીનકાળમાં પુરાણોએ વર્ણવેલા રાક્ષસોનો બરાબર ખ્યાલ આપતી હતી! તેણે ખીસામાંથી ટોર્ચ બહાર કાઢી અને ટોર્ચના પ્રકાશમાં ત્યાંનું ઇલેકટ્રીંગ ફીટીંગ તપાસવા માંડયું. તરત જ તેણે ચોકકસ કાર્યક્રમ ગોઠવી કાઢયો હોય, એમ જણાયું!

તેણે એક સ્થળે વાયર કાપી નાખ્યો. એની સાથે પોતાનો વાયર સાંધીને તેનો છેડો પેલી મોટરના અંદરના ભાગમાં ચોકકસ જગાએ મૂકયો. અહીંનું કામ પતાવીને ને વ્યકિત મેઇનસ્વીઝ પાસે આવી. સ્વીઝની પાસે એક ઘડીઆળ ફીટ કર્યું. ઘડીઆળમાંથી એક વાયર નીકળતો હતો. એ વાયર પેલી સ્વીઝ સાથે જોડી દીધો. આટલું કામ ઝપાટાબંધ પતાવી દઇ, તે માણસ તબેલાની બહાર નીકળવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

તબેલાના બારણાના નકુચાવાળો ભાગ તેણે સોંસરોજ કાપી નાંખ્યો, અને તે માણસ બહાર નીકળતાં જ ન કલ્પી શકાય, એવી રીતે અદૃશ્ય થઇ ગયો! ઘડીયાળના કાંટા આગળ દોડતા હતા! રાત વધતી હતી! પક્ષીઓ–માણસો ઠંડીથી રક્ષણ મેળવવા આશ્રય સ્થાનમાં નિરાંતે ઉંઘી રહ્યા હતા. એટલામાં નરહરિના બંગલાને ધરતીકંપનો પહેલો આંચકો લાગ્યો. નરહરિના અનુભવી મગજે, કાંઇક નવાજુની થવાની કલ્પી અને તે પેલો દસ્તાવેજ ઉંચકતા ગયો!

બીજી પળ એનાથી વધુ ભયાનક હતી. હોલના દીવાઓ બંધ થઇ ગયા હતા. નરહરિ અને કિશોર ત્યાંની બધી ચીજો પડતી મુકીને એકદમ નીચે દોડયા. બહાર આવીને જુએ છે, તો તબેલાના બારણા કપાએલા દીઠા! નરહરિના હૈયામાં તરત જ ધ્રાસકો પડયો. પણ તેજ પળે સુરંગ ફાટતી હોય તેવો પ્રચંડ અવાજ આવ્યો અને આખું "પ્રભાત ભુવન" તેની આસપાસના સંખ્યાબંધ મકાનો સાથે ધનનનન ધન કરતું જમીન ઉપર સુઇ ગયું!

રોકકળ અને હાહાકારથી આખું પ્રભાતસર્કલ ધ્રુજી ઉઠયું! દીવા બંધ હતા. ગ્યાસ અને તેજાબની ઉગ્રવાસ ચારે બાજુએ વ્યાપી ગઇ હતી. ઘરો કાગળની ઇમારતો હોય તેમ, તડાતડ તુટી પડયા હતા! બરાબર ઉલ્કાપાતના દૃશ્યે પ્રભાત સર્કલને છાંઇ દીધું હતું! પણ શું એ ધરતીકંપ હતો? નહિ! ધરતી હાલી ન હોતી, આસપાસની જમીન, દૂરના ઘરો વગેરે સઘળું સલામત હતું. નરહરિને એવા અનુભવ ઉપર આવતા વાર લાગી નહિ, કે એ પેલી મોટરનું જ કૃષ્ણ કારસ્થાન હતું.

મોટરના જે ભાગમાં પેલો માણુસ સંતાયો હતો, તેની સાથેનીજ એક પેટીમાં બોંબ ભરેલા હતા. બોંબ સાથે પેલો ઇલેકટ્રીક વાયર ફીટ કરેલો હતો. બરાબર સાડા અગિયાર થતાંજ, એ વાયરના દબાણુથી મેનસ્વીઝનું બટન દબાઈ, કરંટ ચાલુ થઇ ગયો હતો.

કરંટ ચાલુ થતાંજ મોટરના પહેલા ખંડમાંનો એક નાનો સરખો બોંબ ફાટયો હતો! આજ બોંબ ફાટવાથી નરહરિએ ધરતીકંપ સરખો ધીમો આંચકો અનુભવ્યો હતો, તે પછી તેની જોડેનો બીજો ખંડ સળગે એવી યોજના હતી. બીજા ખંડમાં અતિશય મોટી શક્તિવાળા બોંબ ભરેલા હતા. આ બોંબ ફાટતાંજ ઉલ્કાપાત મચી ગયો હતો.

કિશોરે પ્રભાત સર્કલના પોલિસ સ્ટેશનેથી ફોન કરીને પેટ્રોમેકસ બત્તીઓ અને પોલિસોની ફોજ બોલાવી અને ત્યાં તરતજ રાહત કાર્ય શરૂ કરી દેવામાં આવ્યું! એટલામાં એક પોલિસ સિપાઇ નરહરિની પાસે આવીને ઉભો રહ્યો અને તેણે તેને સલામ કરીને એક પત્ર નરહરિના હાથમાં મૂકયો.

પત્રમાં લાલશાહીથી નીચે પ્રમાણેનું લખાણુ લખવામાં આવ્યું હતું: " ભાઇ નરહરિ, આજે મારે જે ઉલ્કાપાત મચાવવો પડયો છે, તે માટે દીલગીર છું. પણ મારો બીજો ઉપાય ન હતો. તમારા બંગલામાં ચોરી કરવા જેટલી છૂટ તમે રહેવા દીધી ન હતી, અને પેલો દસ્તાવેજ તમે વાંચો, તો તેના ગંભીર પરિણામો આવે, એવો પુરેપુરો સંભવ હતો. આથીજ તે દસ્તાવેજ ગૂમ કરવા માટે, મારે આ યોજના કરવી પડી છે. એક કામ કરશો? જુઓ: તમે મને ક્રાંતિ-વાદી ગણો, ડાકુ ગણો, ફાવે તે ગણો; પણુ ડાકુઓ અને ક્રાંતિવાદીઓ સાચા હોય છે. મારા ઉપર વિશ્વાસ રાખી શકો, તો હરિસિંહ માર્ગ

ઉપર આવેલા રામ મહાલમાં મને કાલે રાત્રે બાર વાગે મળશો. ડરશો નહિ. તમે પુરા સલામત છો. પણ હા! તમે કોઈને સાથે લાવવાનો કે મને ફસાવવાનો યત્ન કરશો, તો યાદ રાખજો: કે તેજ પળે તમારી છાતી વીંધાઇ જશે!" પત્રની નીચે લાલશાહીથી ચોક્કસ જાતની સહી કરવામાં આવી હતી, કે જેવી સહીઓ આગળના બધા કાગળોમાં પણ મોજુદ હતી.

નરહરિનું વિચારાલય જેવું મગજ પણ આ ચિઠ્ઠી વાંચી થંભી ગયું! ઠરી ગયું! તેને માથે જાણે ચકકરો આવી ગયા! ઓહો! ડાકુ પણ કેટલો નિર્ભય! કેટલો બહાદુર છે? પોતાના દુશ્મનને પણ તે અભયદાન આપી મળવા બોલાવે છે! પહેલી દૃષ્ટિએ નરહરિને ડાકુ પ્રત્યે ભારે માન ઉપજ્યું, પણ બીજી ક્ષણેજ તેમના એ વિચારો પલટી ગયા!

બીજે દિવસે બાર વાગે એકલા જઈને તેને મળવાનું હતું! શું કરવું? પોતે જવું? ડાકુ ઉપર વિશ્વાસ રાખવો? એની મુલાકાતથી કાંઈ લાભ થશે? આવા અનેક વિચારો એક પછી એક તેમના મગજને ઘેરી વળ્યા! તે આવા વિચારોની ચર્ચા કરતાજ સરકારી કચેરીમાં પાછા ફર્યા અને તરતજ ત્યાંની ચેમ્બરમાં જઇને આરામચેર ઉપર આડા પડ્યા!

નરહરિને આજના બનાવથી ભારે દુઃખ થયું હોય એમ જણાતુ હતું આજે તેને બેહદ ખોટ પણ ગઇ હતી. તેને દુઃખ એટલા માટે થતું હતું કે આજે વધુમાં વધુ નિર્દોષ નાગરીકો માર્યા ગયા હતા અને બેજાર બની ગયા હતા, તેને ખોટ ગઇ હતી તે તેની લેબોરેટરીની! નરહરિએ પ્રભાત ભુવનમાં એક યાંત્રિક દુનિયા તૈયાર કરી હતી. તેમની એ લેબો-રેટરી જગતભરમાં અજોડ હતી.

જાત જાતના યંત્રો, ચોરીઓ પારખવાના સાંચાઓ, દસ્તાવેજો ઓળખવાના ઈલેક્ટ્રીક મશીનો, એ બધાથી લેબોરેટરી ભરપુર હતી. અને લાખો રૂપીઆનો તેમણે લેબોરેટરી પાછળ ધુમાડો કર્યો હતો. આવી ભવ્ય અને કિમતી લેબોરેટરી તેમણે આજે એક જ ક્ષણમાં આંખનો પલકારો પણ ન થાય, તેટલા સમયમાં, ગુમાવી દીધી હતી.

અનેક વિચારો, અનેક તર્કો, અનેક અનુમાનો પછી, નરહરિએ છેવટે ડાકુઓની મુલાકાત લેવાનો ઠરાવ કર્યો. બીજે દિવસે તેઓ પત્રિકામાં જણાવેલે સ્થળે આવી પહોંચ્યા. નરહરિ ત્યાં આવી પહોંચ્યા, ત્યારે હરિસિંહ માર્ગ ઉપર માત્ર મ્યુનિસિપાલિટિના દીવાઓ બળી રહ્યા હતા. આખો રસ્તો સુમસામ–નિર્જન હતો.

રામમહાલ, એ હરિસિંહ માર્ગના છેડા ઉપરની છેલ્લી ભાંગીતૂટી ઇમારત હતી. અંધકારથી ભરેલી આ પ્રચંડ અને બિસ્માર ઇમારતને જોતાં જ નરહરિનું હૃદય કંપી ઉઠ્યું. આગળ વધવું કે નહિ, બિલ્ડીંગમાં પેસવું કે કેમ, એ વિચારો તેમને અકળાવવા લાગ્યા. છેવટે તેઓ હિંમત કરીને તે બિલ્ડીંગમાં દાખલ થયા.

અંદર દાખલ થતાં જ નરહરિએ ટોર્ચ લાઇટ બહાર કાઢી. તેવો જ કોઇનો પંજો નરહરિના હાથ ઉપર પડ્યો! અવાજ આવ્યો: "થેભી જાઓ, લાઇટ ન કરો, ડરો નહિ અને મારી સાથે ચાલો."

ભુત અને જિનની વાતો નરહરિએ નાનપણમાં સાંભળી હતી. તેમણે અરેબીયન નાઇટ્સની વાતો વાંચી હતી, પણ અનુભવી ન હોતી! આજે જાણે તેઓ એમાંની જ એક વાતને અનુભવી રહ્યા હતા! તેઓ નિર્ભય થઇને પેલા જીવતા જિનની પાછળ જવા લાગ્યા! તેઓ બંને ચોક્કસ સ્થળે આવી પહોંચ્યા.

અહીં આવ્યા પછી પેલો અવાજ જરા વધારે ગાઢો બન્યો, તે બોલ્યો: "નરહરિ! તમે મારા ઉપર વિશ્વાસ રાખીને અહીં આવ્યા છો, તે માટે હું તમને ધન્યવાદ આપું છું. હું તમારો વાળ પણ વાંકો કરવાનો નથી, છતાં યાદ રાખજો કે પ્રતિસ્પર્ધી ઉપર આટલો બધો વિશ્વાસ રાખવો, એ ઇષ્ટ નથી. એથી કદાચ માર્યા જવાનો ભય રહે છે!"

નરહરિ બોલ્યા: "તમે જ મને પત્રમાં એવી ખાતરી આપી છે, કે ડાકુઓ ભારે પ્રમાણિક હોય છે અને તેથી મારે વિશ્વાસ રાખીને અહીં આવવું જોઇએ. હવે તમે જ આવા શબ્દો બોલો છો, એ પરસ્પર વિરોધી છે!"

"એમ કહેવામાં તમારી ભૂલ થાય છે. મેં લખ્યું, એ તો મારૂં કર્તવ્ય હતું. પરંતુ તે ઉપરથી તમારે શા માટે એ બધું સાચું માની લેવું જોઇએ? હશે, હવે એ વાત જવા દો! જુઓ: તમે પ્રત્યક્ષ જોયું છે, કે તમે પેલા દસ્તાવેજની તપાસ કરતા હતા; એનું પરિણામ કેવું ભયાનક આવ્યું છે. હવે હું આશા રાખું છું કે તમે આ તપાસ કરવાનું તદ્દન મૂકી દેશો અને તમારા સ્વદેશમાં પાછા ફરશો. જો તમે એમ કરો, તો હું તમને દસલાખ રૂપીઆ રોકડા આજે જ આપી દેવાને તૈયાર છું, અને તે ઉપરાંત તમને જે કહો, તે બીજી મદદ આપવાને પણ કબુલ થાઉં છું."

"મહાશય! તમે જેમ તમારૂં કાર્ય છોડી દેવાને તૈયાર નથી, તેમ હું મારૂં કાર્ય છોડી દેવાને પણ તૈયાર નથી! મારી પ્રતિષ્ઠા મારે પણ જાળવી રાખવાની જરૂર છે."

"તો મારે કહેવું જોઇએ કે આ કાર્યમાં તમારી પ્રતિષ્ઠા જળવાવાની નથી. કારણ કે હું જે કાર્યો કરી રહ્યો છું, તે સઘળા દેવી

શક્તિથી સિદ્ધ થાય છે. તમે મારી એ શક્તિનો કદી લોપ કરી શકવાના નથી."

"તમે શું કહેવા માંગો છો, તે હું સમજી શકતો નથી!"

"મારૂં કહેવું એ છે, કે હું કાળિમાનો ભક્ત છું અને તેની આજ્ઞા અને કૃપાથીજ હું સઘળા કાર્ય કરી શકું છું. શું તમે એવી આશા રાખો છો, કે તમે ભગવતિ કાળીકાની શક્તિ ઉપર વિજય મેળવી શકશો? નહિ, કદી નહિ, બિલકુલ નહિ!"

"હું એ ચમત્કાર પ્રત્યક્ષ જોવા માંગું છું."

"એ ચમત્કાર તમે જોવા માંગો છો, તે માટે હું તૈયાર છું. પણ ચમત્કાર જોયા પછી તમે તમારૂં કામ મૂકી દો, એની હું ખાતરી માંગું છું અને તમે તમારી ખાતરીને વળગી રહો, એ માટે તમે માયાને મને સાનમાં સોંપી દો, એ મારી શરત છે."

"હું તમારી શરત ઉપર જરૂર વિચાર કરીશ! હવે આજે તમે મને જે કાર્ય માટે બોલાવ્યો હોય, તે કાર્ય કહી દો; કે જેથી આપણી આજની મુલાકાત પુરી થાય!"

"તમને અહીં ભય લાગે છે?"

"ભય એ શબ્દ મેં મારી જીંદગીમાં જાણ્યો નથી. હું ભયથી ભડકતો નથી, પણ એનો સામનો કરવામાં મને ભારે આનંદ થાય છે. કહો: હવે તમે શું કહેવા માંગો છો?"

"હું તમને આ ભયાનક કાવતરાંની અંદર કોનો હાથ છે, તે વાત વિસ્તારીને કહેવા માંગું છું અને ગુનેહગારનું નામ જાહેર કરી દેવા ચાહું છું."

"ગુનેહગાર તો તમે પોતેજ છો અને મારી આંખો સામે ઉભા છો, પછી મારે બીજા ગુનેહગારો શોધવાની શી જરૂર છે, વારૂં?"

"હું ગુનેહગાર છું; પણ મારા સ્વાર્થને માટે હું કાંઇ પણ કરતો નથી. આ કામમાં જેનો હાથ છે, તેની પ્રેરણાથીજ હું આ કાર્ય કરૂં છું. મને દરમાસે રૂપીઆ પચાસ હજાર મળે છે અને રાજ્યમાં જે ગુનાહ બને છે, તેમાં કોઇ જાતની મને હરકત ન આવે, એની ખાતરી આપવામાં આવે છે."

"ત્યારે એમ કહોને, કે એક વ્યક્તિના એજંટ તરીકે, તમે આ બધું તોફાન કરી રહ્યા છો અને તમે ભાડુતી ગુંડાનું સ્થાન સાચવો છો?"

"તે તમારે જે કહેવું હોય તે કહો. પણ મારી સાચી સ્થિતિ મેં તમારી આગળ રજુ કરી છે. હવે સાંભળોઃ હું તમને પેલી અગત્યની વાત કહી દઉં છું. તમે ગુનેહગારની શોધમાં છો, પણ ખુદ મહારાજ સાહેબની માતા યશકુમારી આ બધા કારસ્થાનની પ્રણેતા છે અને તેજ રાજમાં બધો ઉત્પાત મચાવી રહી છે. હવે કહો તમે એને શીરીતે પકડી શકશો અને આ કાવતરાંનો કેવી રીતે અંત લાવી શકશો?"

"રાજમાતાનો આ કાવતરામાં હાથ હોય, તોએ તેથી મારે ડરવાની કંઇ જરૂર નથી. જો યોગ્ય પુરાવા મળશે અને રાજમાતાજ ગુનેહગાર છે, એમ સાબીત થશે; તો હું તેમની પણ જરૂર ધરપકડ કરીશ અને તેમને કોર્ટના સામે રજુ કરીશ."

"પણ તેમ કરતા મહારાજાની શરમે તમારે અટકી જવું પડશે. તમે છેલ્લે તબકકે આવો, ત્યાં મહારાજા તમને કામ કરતા અટકાવી દેશે."

"મારા કાર્યમાં હસ્તાક્ષેપ ન કરવો, એની આગળથીજ મેં મહારાજા પાસે ખાતરી મેળવી છે. છતાં એવી કોઈ મુશ્કેલી આવીજ

પડશે, તો પ્રસંગ આવે, તેનો ઉકેલ પણ કરવોજ પડશે. તેની આજેજ ચિંતા કરવાની જરૂર નથી વારૂં, પણ તમારા કહેવાનો તમે કાંઈ પુરાવો આપી શકો છો?"

"હા! હું કદી પુરાવા વિના વાત કરતો નથી. નગર શેઠના છોકરાનું અમે અપહરણ કર્યું છે, એના હાથમાં એક વીંટી હતી. એ વીંટીમાં જડેલો હીરો અત્યંત મૂલ્યવાન છે. એ વીંટી રાજમાતાને પસંદ પડી ગઈ છે અને તેથી તેણે અમારી પાસે એ વીંટી લઈ લીધી છે. તમે તપાસ કરશો, તો રાજમાતાના આંગળીએથી એ વીંટી મળી રહેશે!"

"તમારો આ પુરાવો મારી તપાસમાં જરૂર કામ લાગે એવો છે. વારૂં, એ સિવાય રાજમાતાજ ગુનેહગાર છે, એવું સાબીત કરનારા તમારી પાસે બીજા કાંઈ પુરાવા છે? જો હોય તો તમારે તે પુરાવા પણ મારા આગળ રજુ કરી દેવા જરૂરી છે"

"હું તેમજ કરૂં છું, રાજમાતાએ મને મારા કાર્યના બદલામાં ઇનામમાં આપેલો, હીરાનો કંઠો તથા મારા ઉપર લખેલો કાગળ હું તમને આપી દઉં છું. એ ઉપરથી તમારી ખાતરી થશેકે આ કામની પાછળ એક મજબુત માણસ કામ કરી રહ્યું છે."

થોડી વાર મુંગા રહી પેલા માણસે તેના ખીસામાંથી એક કવર અને એક નાનું સરખું ચામડાનું પાકીટ બહાર કાઢ્યા. એ બંને ચીજો તેણે નરહરિના હાથમાં મૂકી. નરહરિએ તે ચીજો લઇને ખીસામાં મુકી દીધી.

પેલા માણસે કહ્યું: "મહાશય નરહરિ! આપણે લાંબો સમય વાતચીત કરી છે. હવે હું જવા માંગું છું. તમે મારા શબ્દોમાં વિશ્વાસ રાખીને અહીં આવ્યા છો, તે માટે હું તમારો ઉપકાર માનું

છું. હું ઇચ્છું છું, કે તમે જેવી ચુપકીદીથી અને શાંતિથી અહીં આવ્યો છો, તેવીજ શાંતિથી અહીંથી ચાલ્યા જશો!"

"પણ તમે કોણ છો અને કયાં રહો છો, એ કાંઈ તમે બતાવ્યું નહીં!"

જવાબમાં તે વ્યકિત માત્ર હસી! નરહરિને લાગ્યું કે એક કાળો પડછાયો પોતાની આગળથી ચાલ્યો જતો હતો અને ઓરડો સુમસામ બની ગયો હતો. નરહરિ ધીમે પગલે પાછો ઉતર્યો. બીજે દિવસે અજવાળામાં નરહરિએ ફરીથી આવીને, એ મકાનની મુલાકાત લીધી; પણ મકાન અત્યારે સલામત નહોતું. આખું મકાન તોડી પાડવામાં આવ્યું હતું! નરહરિ એકજ રાતમાં થએલો આ વિચિત્ર ફેરફાર જોઈને ચમકી ગયા!

આકાશ તદ્દન સાફ હતું. વાદળાઓથી મુકત નભ પ્રદેશ સૂર્યના લાલ કિરણોથી ચળકી રહ્યો હતો. મુગ્ધાની મધુરતાથી, કુમારી કુદરતરાણી, સોનેરી સૂર્ય કિરણોને પોતાના હાસ્યથી, રકતવરણા બનાવી રહી હતી, એ સમયે ગોમતીપુર રાજ્યના કૈલાસ પર્વતના શીખરોને લક્ષ બનાવીને, એક તરૂણ ઘોડે સવાર પુરપાટે દોડી રહ્યો હતો!

માર્ગ થંડો હતો. શરદીની ઋતુ પુરી થઇ ગઇ હોવા છતાં, પર્વતોની ઉંચાઈને લીધે વાતાવરણ એકદમ શાંત હતું અને હાથ પગને ઠારી દે, એવી શરદી પડતી હતી. તે જુવાન એવા કડક શરદીમાં આગળ વધ્યો અને કૈલાસ પર્વતના ઉંચામાં ઉંચા શિખરની ટોચે આવીને ઉભો રહ્યો. શિખર ઉપર ફરવાનો વિશાળ માર્ગ હતો. જગા રળિઆમણી હતી અહીં ઉભા રહી, પેલા તરૂણે ખીસામાંથી કોઇ ભેદી ચીજ બહાર કાઢી. એ ચીજની ઉપર એક ચામડાનું કવર હતું. કવર ચીરી નાંખીને તેણે અંદરથી એક ગોળાકાર દડા જેવી વસ્તુ બહાર કાઢી! દડાને ઉપલે

છેડે એક કાળું ટપકું હતું. તેણે એ ભાગ સૂર્ય તરફ ધર્યો! થોડીજ વારમાં સરરરર કરતો, તે ગોળો ઉડયો અને ક્યાંક અદ્રષ્ય થઇ ગયો!

થોડી વારમાં સામેથી એક બીજો ઘોડેસવાર દોડતો આવતો જણાયો. થોડીવારમાં પેલો ઘોડેસવાર શિખર ઉપર આવી પહોંચ્યો. હવે બંને જણાએ પોતાના ઘોડા ત્યાં જ બાંધી દીધા અને તેઓ ધીમે રહીને પશ્ચિમ તરફને રસ્તે ઉતરીને, એક સપાટ ખીણમાં આવી પહોંચ્યા. ખીણની પાસે નાના નાના ડુંગરો આવેલા હતા. થોડે દૂર એક મોટી ખાઈ આવી રહી હતી.

પેલા નવા ઘોડેસવારે તેની પાસેથી બે બુરખા કાઢ્યા, અને તેમણે બંનેએ એકેક બુરખો પહેરી લીધો! બુરખો પહેર્યા પછી, પરસ્પર એક બીજાનો હાથ પકડીને, બંને તરૂણો આગળ વધ્યા! અહીંથી એક પ્રાણઘાતક ખાઈ શરૂ થતી હતી. ખાઇનો દેખાવ ગંભીર અને ભયાનક હતો.

ખાઇની ચારે બાજુએ હાડકાના ઢગલા પડ્યા હતા. કેટલેક સ્થળે દિન રે જીવતા પશુઓ અર્ધમૃતાવસ્થામાં તરફડીયા મારતા મૃત્યુકાળની ચીસો પાડી રહ્યા હતા! એટલામાં એક હરણ પુરવેગથી દોડતું ત્યાં ધસી આવતું હોય, એમ પેલા તરૂણોએ જોયું! હરણ ખાઈની પાસે આવી તેમાં પાણીનો ઘુંટડો ભરવા જાય છે, ત્યાં તો તે તમ્મર ખાઇને ધમ્મ કરતું ભોંય પર ઢળી પડ્યું!

બંને તરૂણો આ ભયાનક દેખાવ જોઇને આગળ વધ્યા. અહીં પેલી ખાઇ વધારે ભયાનક થતી હતી. ખાઇની બંને બાજુએ મોટી અને ઉંચી ભેખડો હતી. માત્ર એકજ સ્થળે સપાટ ભાગ હતો. પણ આ સપાટ ભાગનો વિસ્તાર ખૂબ મોટો હતો. અહીંથી ખાઇ પાર કરીને તે યુવાનોને સામી બાજુએ જવાનું હતું.

ખાઇ ઉપર પુલ બંધાય એવી સગવડ નહોતી. જમીન ખડકાળ હતી. પરંતુ ખાઇ ઉતરી જવાને માટે, અહીં બીજી એક ગોઠવણ કરવામાં આવી હતી. ખાઇને આ પારથી પેલે પાર મજબુત ત્રણ દોરડા બાંધી લેવામાં આવ્યા હતા. દોરડા એવી રીતના હતા કે નીચેના દોરડા પર ઉભા રહી, ઉપલું દોરડું ઝાલીને ચાલી શકાતું હતું. બંને તરૂણોએ એ દોરડાની સહાયતાથી ખાઇ ઉપરનો માર્ગ કાપવા માંડ્યો. માર્ગ ખરે-ખરો ભયાનક હતો લગભગ અરધે સુધી જવામાં કાંઇ ખાસ મુશ્કેલી ન જણાઇ. તે પછીજ ખરેખરો ભયાનક દેખાવ આવ્યો. નીચે નજર જતાં આંખો ઠરીજતી હતી ! ખીણનું લીલું કાળું પાણી દેખાતું. માથા ઉપર વિશાળ આકાશ હતું !

પેલા નવા યુવાને ભય અને ચિંતાની લાગણી વચ્ચે ખાઈ પસાર કરી. અહીં એક ઝાડની મજબુત ડાળીએ, એ દોરડાંનો છેડો બાંધેલો હતો. અને ત્યાંથી બીજું દોરડું શરૂ થતું હતું. બીજા દોરડા પરથી પસાર થતાં તે યુવાનો એક ઉડી બીહામણી ખાઇ ઉપર આવી પહોંચ્યા. નીચે ઘોર અંધકાર હતો. જમીન છે કે પાણી છે, તે પણ જણાતું ન હતું. પગ સરકી જાય કે દોરડું તૂટી જાય, તો મોત સિવાય હવે બીજો માર્ગ ન હતો. મોત મળે એ તો ઠીક, પણ એકે હાડકું સલામત રહે એમ ન હતું !

બે તરૂણો એ ભયંકર માર્ગ પસાર કરીને ખાઇને પેલે પાર જઈ પહોંચ્યા. અહીં એક સાધારણ ઉંચાઇનો ડુંગર હતો. ડુંગરની સાથે પત્થરના પગથી આ બાંધેલા હતા. લગભગ પચાસેક પગથીઆ ચઢીને, ઉપર ગયા પછી, ત્યાં એક પત્થરની બાંધેલી જંગી મહેલાત આવતી હતી. પગથીઆની પાસે મહાદેવની નાની દહેરી હતી.

પેલા આંગતુક તરૂણે તેના સાથીદારને પ્રશ્ન કર્યો: " અહીંથી રતનમહેલમાં કેવીરીતે જઇ શકાશે. માર્ગ તો કાંઇ જણાતો નથી."

તે જુવાન જરાક હસ્યો અને બોલ્યોઃ "મહાશય ! ઉતાવળા ન થાઓ. સમય આવે બધીવાત સમજી શકશો. તમે જે મહાદેવનું મંદિર જુઓ છો, તેજ મંદિર તમને રતનમહેલમાં જવાનો માર્ગ ખુલ્લો કરી આપશે." એમ કહી તે તરૂણે મંદિરની દિવાલ ઉપરની એક ચાંપ દબાવી. તરતજ મહાદેવની મૂર્તિ અદ્ધર ઉંચ કાઇ ગઇ અને અંદર જવાની એક સીડી જણાઇ ! બંને જુવાનો સીડી ઉપરથી નીચે ઉતર્યા.

દસેક પગથીઆ ગયા પછી, ત્યાં એક લીફ્ટ જણાઇ. બંને તરૂણો લીફ્ટમાં બેસીને લગભગ અરધોએક માઇલ નીચે ભોંયરામાં ઉતરી ગયા. માર્ગમાં ઘોર અંધકાર છવાએલો હતો. પણ હવે જે સ્થળે પેલા જુવાનો આવીને ઉભા રહ્યા હતા, ત્યાં પુષ્કળ અજવાળું, તડકો અને બહારની ચોકખી હવા આવતાં હતાં.

અહીં નાનો સરખો પણ રળિઆમણો બાગ હતો અને તેની ચારે બાજુએ નાનકડી ખુરસીઓ ગોઠવવામાં આવી હતી. તે જુવાનો ખુરસી ઉપર બેઠા અને કોઇક ગૃહસ્થના આવવાનાં રાહ જોવા લાગ્યાં.

એટલામાં તેઓ જયાં બેઠા હતા, તે ખુરસીની પાસેનુંજ એક ફુલનું કુંડું આપોઆપ દૂર ખસી ગયું ! અને ત્યાં મૂકેલી સીડી વાટે એક ગૃહસ્થ નીચેલા ભોંયરામાંથી ઉપર ચઢી આવ્યો. આ ગૃહસ્થનો દેખાવ જરા વિચિત્ર હતો, તે ગોરો અને સુંદર હતો, પણ તેની આંખો ઉગ્ર અને બિહામણી હતી, તેનું શરીર નક્કર એને મજ-

ષુત હતું. તેના નેત્રોમાંથી અગ્નિના તણખા ઝરતા. તણખે તણખે આગ વરસતી આગની જ્વાળાએ જ્વાળાએ સોલા ઉઠતા.

તે ગૃહસ્થનું નામ પ્રોફેસર શીવમૂર્તિ હતું ! પેલા જુવાને નવાગત તરૂણને પ્રોફેસર સાહેબનો પરિચય આપતા કહ્યું: "જુઓ, આ પ્રોફેસર શીવમૂર્તિ છે. શીવમૂર્તિએ જગતમાં ઉલ્કાપાત મચાવે, સંસારને થંભાવી દે, એવી એવી શોધો કરી છે. પ્રોફેસર સાહેબનો દાવો છે કે તેમની આ છેલ્લી શોધથી જગતના હથિયારો નકામા થઇ જશે, તોપો અને તલવારોની શકિત હણાઇ જશે. અને આ સિદ્ધિ મેળવનારો માણસ, જગતમાં એક ચક્રે રાજ ચલાવશે."

તે નવીન તરૂણે શીવમૂર્તિને ઉદ્દેશીને કહ્યું: "પ્રોફેસર શીવમૂર્તિ ! મને મારા મિત્ર નરેન્દ્ર મોહન તરફથી એમ કહેવામાં આવ્યું છે, કે તમને તમારી નવી શોધને અમલમાં મુકવાને માટે મોટી રકમની જરૂર છે. મારા મિત્ર નરેન્દ્રની સૂચના ઉપરથી હું તમારી મુલાકાત લેવા અહીં આવ્યો છું. જો તમારી શોધની તમે મને ખાતરી કરાવી શકો, તો હું તમને જોઈતા પૈસા અને જોઇતા સાહિત્યો પુરા પાડવા તૈયાર છું."

પ્રોફેસર શીવમૂર્તિએ સહજ હાસ્ય કરતા કહ્યું: "તમારા અનુગ્રહ માટે હું તમારો આભારી છું. મારી શોધ હું તમને ખુલ્લા દીલથી બતાવી દેવાને કબુલ થાઉં છું. તમે મારી લેબોરેટરીમાં આવશો, તો મારી સઘળી મશીનરીઓ હું તમારી આગળ ખુલ્લા સ્વરૂપમાં બતાવી દઇશ અને મેં જે મહાન શોધ કરી છે, તેના પણ સઘળા ભેદો હું તમારી આગળ ખુલ્લા કરી નાંખીશ."

પ્રોફેસર શીવમૂર્તિ એટલું કહીને ઉઠ્યા અને તેમણે પોતાની નજીકના એક કુંડાની પાસે મૂકેલા એક સ્ટેન્ડની ચાંપ દબાવી. તરત જ તે સ્ટેન્ડ બાજુએ ખસી ગયું અને અંદર ઉતરવાનો ભોંયરાનો માર્ગ ખુલ્લો થયો. શીવમૂર્તિ, અને પેલા બંને જુવાનો ભોંયરામાં ઉતર્યા. અહીં વિશાળ ચોગાન હતું. ચોગાનમાં સ્વચ્છ હવા અને પ્રકાશ ધોધમાર વહી રહ્યા હતા.

ચોગાનમાં વચ્ચોવચ્ચ એક યંત્ર મૂકેલું હતું. આ યંત્રની એક નળી, ઉપર લઈ જવામાં આવી હતી અને તેને એક ઝાડ ઉપર લાંબો વાંસડો ઉભો કરીને રેડીયોના વાયરની માફક ટાંગવામાં આવી હતી. આ નળીને મથાળે મૂકેલી ટયુબના મોઢા દ્વારા ઉપરના ગરમી, પ્રકાશ અને હવા નીચેના ભોંયરામાં યાંત્રિક ગોઠવણોથી ખેંચાઇ જતા હતા.

પેલો નવો યુવાન ભોંયરાની આ અદ્દભૂત રચના જોઇને થંભીજ ગયો. એટલામાં શીવમૂર્તિએ તેનું ધ્યાન એક કાચના અખંડ પડદા ઉપર ખેંચ્યું. આ પડદો એક ઇલેકટ્રીક મશીન સાથે જોડેલો હતો અને તેમાંથી એક વાયર બહાર કાઢીને તે જમીનની સપાટી સુધી લઇ જવામાં આવ્યો હતો. સમુદ્રમાં દોડતી સબમરીનોમાં, સમુદ્રની સપાટી ઉપર થતી હિલચાલ પારખવાના યંત્રો હોય છે, તેવું જ આ યંત્ર હતું.

વાયરના છેડા ઉપર છાંયાગ્રાહક યંત્ર હતું. બહાર જે કોઇ બનાવ બનતો હતો, તેની છાંયા તરત જ એ યંત્રમાં ઝડપાઈ જતી અને તેની પ્રતિછાંયા પેલા કાચના પડદા ઉપર પડતી. યંત્ર ચાલુ કરતાં જ બહારની સપાડી ઉપર દોડતા વનપશુઓ, ઉડતા પંખીઓ, હવાની લહેરોથી લહેરાતા ઝાડો, વગેરે દેખાવો કાચના પડદા ઉપર જણાવા લાગ્યા. શીવમુર્તિ

બોલ્યો: "મારા જીગરજાન દોસ્ત! આ બે યંત્રોની રચના તમે જોઇ છે. આ યંત્રો તો તદ્દન સરળ છે અને ગમે તે વિજ્ઞાન વિશારદ તે સહેલાઇથી બનાવી શકે છે. હવે હું તમને અગ્નિયંત્રની પાસે લઇ જાઉં છું. આ મારા જીવનની મહાન અને ભયંકરમાં ભયંકર શોધ છે. આ શોધ જેના હાથમાં જશે, તે સદાને માટે આ પૃથ્વી ઉપરનો યમદેવ બની જશે, જગત તેના ચરણમાં પડશે અને રાજામહારાજાઓના તાજ તેની પદરજ ચાટતા બની જશે"

થોડીવાર રહીને શીવમૂર્તિએ વળી બોલવા માંડયું: "જુઓ, આ મારા યંત્રનો પહેલો ભાગ છે." એમ કહી તેણે એક બટન દબાવ્યું. વિજળીનો દીવો કરવા, જેવું બટન દબાવીએ છીએ, તેવું જ આ બટન હતું. બટન દબાવતાં જ મશીન ચાલું થયું. મશીનનો અવાજ બહુ જ થંડો અને ધીમો હતો, પરંતુ તેના ધડધડાટથી આખું ભોંયરૂં ધ્રુજી જતું હતું,

શીવમૂર્તિ બોલ્યા: "આફ્રિકાના સહરાના રણમાં ક્રીડોંગ નામનું સરોવર છે. આ સરોવરમાંથી નિરંતર ઝેરીગ્યાસ નીકળ્યા કરે છે અને તેથી જે પશુપક્ષીઓ એ સરોવરને કિનારે જાય છે, તે તરતજ ઢગલો થઇને નીચે ઢળી પડે છે. હું જ્યારે પહેલ વહેલો આફ્રિકે ગયો, ત્યારે મારા અંગ્રેજ મિત્ર મેકસવેલે મને આ ભયંકર સ્થાનની વાત કહી. આ વખતે હું પ્રાણાયામ કરતો હતો અને અરધો કલાક સુધી શ્વાસોચ્છ્વાસની ક્રિયા થંભાવી દઇ શકતો. મેં પ્રાણનો અવરોધ કરીને, ક્રીડોંગની મુલાકાત લીધી. મારી તપાસમાં મને માલમ પડયું, કે જમીનમાં અતિ નીચે છેક ઉંડાઇએ રાક્ષસી ઉષ્ણતા છે. આ ઉષ્ણતા સાથે

કેટલાક ગ્યાસ ભેળાઇને, તેની હવા સરોવર દ્વારા ઉપર આવે છે. મેં મારી પાસેના રબરના ફૂગામાં તળાવ ઉપરની હવા ભરી લીધી."

"પણ એ હવા એ તમારા ઉપર કાંઇ અસર ન કરી?" તે જુવાને પૂછ્યું.

"મારા ઉપર અસર ક્યાંથી કરી શકે? મેં તમને હમણાંજ કહી દીધું ને, કે મેં પ્રાણાયામથી મારી શ્વાસોચ્છ્વાસની ક્રિયાનો અવરોધ કરી નાખ્યો હતો! હવે મેં જે હવા લીધી, તેનું ઘેરે આવીને પ્રથકકરણ કરી નાંખ્યું, એ ક્રિયામાં મને માલમ પડ્યું, કે એ જમીનમાં સોમલના અને ત્રાંબાના તત્વો હતા. તે સાથેજ જમીનના છેક તળીએથી ઉષ્ણ ગ્યાસનો પ્રવાહ ત્યાં વહેતો હતો. આ ઉષ્ણતાથી પેલા તત્વો વાયુરૂપે બની જતા હતા અને તળાવના પાણીની બાજુએ આવેલા ખડકોમાંથી તે બહાર નીકળતા. કોઇ માણસ કે પશુપંખી તળાવને તીરે જઇ પહોંચે, તો તરતજ પેલો ગ્યાસ તેના શ્વાસમાં જતો!"

"ગ્યાસ શ્વાસમાં ગયા પછી અંદર શી વિક્રિયા થતી હતી, તે આપે શોધી કાઢ્યું હતું?"

"હા! એ તો મારી મૂળ નેમ હતી. જો તે ન શોધી કાઢ્યું હોત, તો મારી આજની મહેનત કદાપિ પણ સફળ નજ થાત! આ હવા અથવા ગ્યાસ એટલી બધી ગરમ હતી, કે તે શ્વાસમાં જતાંજ શરીરમાંનું બધું પાણી શોષાઇ જતું અને માણસ વિજળીનો ઝાટકો લાગ્યો હોય, તેના કરતા પણ દસગણી ઝડપે. લોહી જામી જવાથી મરી જતો!"

થોડીવાર વિશ્રાંતી લઇ પ્રોફેસર શીવમુર્તિ આગળ બોલ્યા: "આ રીતે મેં એ ઝેરી ગ્યાસનું મુળ શોધી કાઢ્યું. હવે એજ પ્રયોગ મેં અહીં આવીને કરવા માંડયો. મને તેમાં સફળતા મળી. એટલે

તરતજ મેં મોટા પ્રમાણુમાં આ ગ્યાસ તૈયાર કરવા માંડયો અને તેને નામ આપ્યું "મૃત્યુ પ્રવાહ"

મારી મૃત્યુ પ્રવાહ બનાવવાની રીત જરા જુદી છે. મારી પરીક્ષામા એમ સાબીત થયું છે, કે સૂર્ય પ્રકાશમાં પ્રચંડ ગરમી અને ઉષ્ણુતા છે. જો કે એ ગરમી અને ઉષ્ણુતા પ્રકાશમાં છુટા છુટા વેરાએલાં છે અને તેથી તેનો જોઇએ તેવો ઉપયોગ થઇ શકતો નથી. તમે "આગીયો કાચ" તો જોયો હશે, એ કાચમાં થઇને સૂર્ય કિરણોને કોઇ ચોકકસ જગા ઉપર પાડો, તો રૂ કે કાગળ બળી જાય છે. બોલો વારૂં, એમ શા માટે બનતું હશે?"

"હું ધારૂં છું કે એથી સૂર્યના કિરણોમાં રહેલી ઉષ્ણુતાનું એકીકરણુ થાય છે, અને તેથી જ એમ બને છે"

શીવમૂર્તિ બોલ્યા: "તમારૂં અનુમાન તદ્દન સાચું છે! જેમ કાચ, સૂર્ય કિરણોની ઉષ્ણુતાનું સામાન્ય એકીકરણુ કરે છે, તેજ પ્રમાણે હું યંત્રદ્વારા સૂર્ય કિરણોની ઉષ્ણુતાનું એકીકરણુ કરૂં છું. મારા યંત્ર નંબર એકની એક ટયુબ છેક ઉંચે લઇ જવામાં આવી છે. એને છેડે ઉષ્ણુતાગ્રાહક યંત્ર છે, તે દ્વારા સૂર્યપ્રકાશમાંની ઉષ્ણુતા કેન્દ્રિત થઇને, નીચે વહી આવે છે."

શીવમૂર્તિ હવે તેના મશીન પાસે ગયા તેમણે મશીનના શીરો ભાગે વાયરથી ઘેરાયલી, પારદર્શક કાચની એક બરણી બતાવી. આ બરણીમાં પેલી એકઠી કરી સાંધેલી ઉષ્ણુતા હતી. ઉષ્ણુતાને બધે બરણીનો રંગ અંદર કોઇ લાલરંગી પ્રવાહી ભર્યું હોય, એવો જણાતો હતો.

પ્રોફેસર સાહેબે એ બરણીથી શરૂ થતો તાર બતાવ્યો અને કહ્યું, "જુઓ ભાઇ! અહીં એકત્રીત કરેલી ઉષ્ણુતા આ તારવાટે યંત્ર નંબર

બીજામાં વહે છે. અહીં શીરો ભાગે મૂકેલી બરણીમાં સોમલ અને તામ્રનો તથા બીજી ચોક્કસ રાસાયનીક ચીજોને ગ્યાસ છે. આ ગ્યાસ સાથે પેલી સંગ્રહેલી ઉષ્ણતાનો સંયોગ થાય છે, એટલે આ ભયાનક મૃત્યુપ્રવાહ તૈયાર થાય છે...."

"...આ મૃત્યુ પ્રવાહ હવે ત્રીજા મશીનમાં લઇ જવામાં આવે છે, અને ત્યાં તે જે પાત્રમાં ભરવો હોય, તે પાત્રમાં ભરાય છે. અહ આવના તમે જે ખીણ જોઇ છે, તે ખીણમાં મેં વાયર દ્વારા આજ પ્રવાહ વહેતો મુકી દીધો છે આથી જ એ ખીણ પાસેથી પસાર થનારા પ્રાણીઓ આ પ્રવાહનો ભોગ થઇને નીચે તૂટી પડીને, મરણ પામે છે. તમે ધારો તો આ પ્રવાહને નાના નાના રબરના પોલા બોલમાં ભરી શકો, તમે ધારો તો તેને રિવોલ્વરમાં ભરી શકો. અને તમે ધારો તો એનો મશીનગનમાં પણ ઉપયોગ કરી શકો."

"તમારી છેલ્લી વાત મારા સમજવામાં આવતી નથી. એનો ઉપયોગ કેવીરીતે થઇશકે, એ વળી હું જરા વિસ્તાર પૂર્વક સમજવા માગું છું."

શીત્રમૂર્તિ સહેજ હસ્યો અને બોલ્યો: "હા સાંભળો! જુઓ. તમે એક નાનો રબરનો બોલ, કાચની શીશી કે એવોજ કોઇ પદાર્થ લઇ શકો છો. પછી તમે મૃત્યુપ્રવાહને તેમાં ભરો અને શીશીનું મોઢું બંધ કરો. આ પછી તમારે જેના ઉપર આ પ્રવાહનો ઉપયોગ કરવો હોય, તેના ઓરડામાં એ શીશી મૂકી આવો. બરાબર અરધી સેકન્ડમાંજ ઉષ્ણતાથી આ શીશી ફાટશે અને તેમાંથી નીકળેલા ગ્યાસથી અરધી સેકન્ડમાંજ આખા ઓરડાની હવા દુષિત બની જશે. એ હવા જેના શ્વાસમાં જશે, તે પ્રાણી તરફડીયા ખાતું તરતજ નીચે તૂટી પડશે..."

"...હવે તમે એનો બીજો ઉપયોગ રિવોલ્વરમાં પણ કરી શકો છો. આ પ્રકારનો ઉપયોગ કરવા માટે સ્પેશિઅલ રિવોલ્વર બનાવવી પડે છે. એ રિવોલ્વરમાં વચ્ચે એક ટાંકી હોય છે. એ ટાંકીમાં ગ્યાસ ભરવામાં આવે છે. તમે ઘોડો પાડશો, કે ગોળીની માફકજ રિવોલ્વરમાંથી ગ્યાસનો પ્રવાહ છુટશે અને તે જે માણસ ઉપર પડશે, તે માણસ વિજળીનો આંચકો લાગે તેથીપણ દસગણી ઝડપે નીચે તૂટી પડશે..."

"...તમે એનો ઉપયોગ તોપ, મશીનગનો કે બંબાની સુંઢ વડે પણ કરી શકો છો. તોપ મશીનગન કે બંબાની સુંઢ વડે પ્રવાહનો સામટો મારો કરવાથી, તમે શત્રુના આખા સૈન્યનો સંહાર કરી શકો છો. તે સાથે ગામ કે શહેર ઉપર આ પ્રવાહ છોડતાં જ તેને શનીની પનોતી બેઠી હોય, તેવો ભયંકર દેખાવ તમે જોઇ શકશો.

"હું એનો પણ વાસ્તવીક ખ્યાલ માંગું છું"

"હા સાંભળો! તમે એ પ્રવાહ ગામ કે શહેર ઉપર વિમાનમાંથી કે બંબાની સુંઢ વડે યા તો તોપ વડે છોડી શકો છો, તમે પ્રવાહ છોડયો., કે તરત જ ત્યાંનો માનવ સમાજ નાશ પામશે, તે સાથે જ ત્યાંની મિલ્કતો સળગી જશે, ઘરો બંગલા વિગેરેમાં જે જે ચીજો ધાતુની બનેલી હશે, તે ચીજો તીવ્ર ઉષ્ણતાને લીધે એોગળી જઇને રસ બનીને ઢરી જશે અને ઘરોમાંનું લાકડું, કપડાં, કાગળો એ પદાર્થો આગીયો કોય આગ લગાડે તેમ, સળગી ઉઠશે. આ બધું માત્ર બે જ મિનિટમાં બની જશે"

"વારૂં, આ બધું કરવાને માટે કેટલો ગ્યાસ જોઇએ તેનું તમે કંઇ પ્રમાણ ઠરાવ્યું હશેને! શું તમે એટલો થોડો ગ્યાસ ધારો એટલી ભયાનક ખુવારી કરી શકે છે!"

"નહિ, એમ ન બની શકે; એને માટે ચોક્કસ પ્રમાણતો હોવું જ જોઇએ. મેં એ પ્રમાણ કાઢયું છે, કે એક તોપનો ગ્યાસ આસરે સાડીચારસો માણસનો નાશ કરી શકે છે. તેજ પ્રમાણે ત્રણ માઇલના વિસ્તારવાળા ગામનો નાશ કરવા માટે બે તોપના ગ્યાસની જરૂર રહે છે. આ મારૂં પ્રમાણ છે."

પેલા તરૂણે આ સાભળીને ક્ષણકાળ માટે પોતાની આંખો મીંચી લીધી. જરાવાર થેભીને એ યુવાને પ્રશ્ન કર્યો: "પણ એ ગ્યાસથી આપણા પોતાના જ માણસ કેવી રીતે બચી જઈ શકે? એ માટે તમે કાંઇક માર્ગો યોજ્યા હશેને?"

"હાસ્તો! એ માર્ગો પણ મેં યોજ્યા તો છે, છતાં એમાં અપૂર્ણતા છે. મૃત્યુ પ્રવાહ શ્વાસમાં ગયા પછી, કે તેનો શરીરે સ્પર્શ થયા પછી, તો બચવાનો કશો જ માર્ગ નથી. માત્ર એનો એકજ ઉપાય છે અને તે સંરક્ષક બુરખાનો છે. મૃત્યુ પ્રવાહથી બચવાને માટે સંરક્ષક વસ્ત્રો તૈયાર કર્યા છે. આ વસ્ત્રોને લીધે આ પ્રવાહ શરીરને કે શ્વાસને સ્પર્શ કરી શકતો નથી અને તેટલા પુરતું જ આપણું સંરક્ષણ થાય છે."

"હવે આ શોધ માટે તમને પૈસાની શી જરૂર પડી છે?"

હા, એ વસ્તુ મારે સૌથી પહેલાં તમને નિવેદન કરી દેવાની જરૂર છે. જુઓ, બીજા પ્રોફેસરો પોતે જે કાંઇ શોધ કરે છે, તે શોધને તેઓ જાહેરમાં વેચી દે છે અને તેથી લાખો રૂપીઆ મેળવે છે. હું મારી આ શોધ જાહેરમાં વેચી દઇ શકું તેમ નથી. આથી પ્રથમ તો મને મારા ગુજરાન માટે અને મોજમજાહ માટે દર મહિને આઠ દસ હજાર રૂપીઆ જોઇએ, તેજ પ્રમાણે સોમલ ઇત્યાદિ પદાર્થોની ખરીદી માટે તથા એ ખરીદી છુપી કરાવવી પડતી હોવાથી આડે

હાથે કેટલાક પૈસા લાંચીયાઓને પણ ધીરવા પડે છે તે માટે માસિક પાંચેક હજાર જોઇએ છે, એટલે પંદરેક હજારનો મને માસિક ખર્ચ આવે છે.”

આમ વાંતચીત થાય છે, એટલામાં પેલા કાચના અખંડ પડદા સાથે ફીટ કરેલી ઘંટડી એકદમ વાગવા લાગી! પ્રોફેસર શીવમૂર્તિની અને બધાની નજર પેલા પડદા તરફ ખેંચાઇ. પડદા ઉપરની છાંયા એમ બતાવી રહી હતી, કે બહાર લગભગ પાંચેક સો માણસોનું સૈન્ય આ બાજુએ કુચ કરતું આવે છે. સૈન્યને મોખરે એક ભેદી વ્યકિત જણાઇ શીવમૂર્તિ એ ભેદી વ્યકિતને જોઇ જરાક ખંચકાયો. તે બોલ્યો: “હું ધારૂં છું કે ડિટેકટીવ નરહરિ સૈનિકોને લઇને આ બાજુએ કુચ કરીને આવે છે.”

આંગતુક જુવાન બોલ્યો: “નરહરિ આવે એવો સંભવ નથી. હમણાં જે હલ્લો ભયાનક અત્યાચાર બન્યો અને એની લેબોરેટરી તારાજ બની ગઇ, તેમાં એને ભારે હાની વેઠવી પડી છે અને તેથી એ માંદો પડગો છે. તે મહેતાબગંજના સરકારી દવાખાનામાં પડયો છે.”

શીવમૂર્તિ બોલ્યો: “તમે એ બેને નથી ઓળખતા. એ માયા અને નરહરિ બંને, આખી દુનિયાનો ઉતાર છે! કાંઇ નહિ ને કાંઇ, નવું તૂત ઉભું કરતા જ ફરે એવા નંગ છે. લેબોરેટરી સળગી જવાથી માંદા થઇ જાય, એવા એ મુલાયમ મનવાળા તો નથી જ! હરકત નહિ. હું હમણાં જ એ બાબતની પણ તપાસ કરૂં છું”

શીવમૂર્તિએ ત્યાંનો ટેલીફોન ચાલુ કર્યો: “વિશ્વાસબાબુ છે કે?”

સામેથી જવાબ મળ્યો અને તરત જ વાતચીત શરૂ થઇ ગઇ: “ફરમાવો સાહેબ, શું હુકમ છે?”

"પેલા નરહરિના શું સમાચાર છે, કાંઈ જાણો છો કે?"

"હા! હમણાં જ એના સંબંધીના માહિતી મળે છે, ગઈ કાલ સુધી તો એવી ખબરો બહાર આવી હતી, કે એ માંદો છે અને હોસ્પિટલમાં પડ્યો છે, પણ આજે સાંભળવામાં આવ્યું છે કે એ વાત ખોટી છે અને તે પાંચસો માણસોના સૈન્ય સાથે, કોઈ નહિ જણાએલી જગાએ ઉપડી ગયો છે. કયાં ગયો છે, તે જણાયું નથી અને પોલીસખાતુ પણ એટલી જ ચુપકીદી જાળવી રહ્યું છે."

"તો પછી એ દવાખાનામાં નથી, એ વાત તમે કેવી રીતે જાણી શકયા?"

"નરહરિ દવાખાનામાં પડ્યો છે, એવું મેં સાંભળ્યું, તેજ ક્ષણે મને વહેમ પડ્યો. હું ચોક્કસ તપાસ કરવા દવાખાને ગયો હતો અને ત્યાં તે મારી તપાસમાં મને જણાયો નહિ. આજે માયાની હિલચાલ ઉપર મેં બારીક દેખરેખ રાખી હતી, તેની હિલચાલ ઉપરથી મને માલમ પડ્યું છે, કે તે અને નરહરિ બંને કોઈ અજાણ્યા સ્થાને કુચ કરી ગયા છે."

"તેઓ કયાં જાય છે, તેનો કશો પત્તો મળ્યો છે કે!"

"નહિ, તેને લગતી તપાસ ચાલુ છે અને કાંઈપણ ચોક્કસ સમાચારો મળી આવતાં તરત જ તેની આપને જાણ કરી દેવામાં આવશે."

શીવમૂર્તિ ફોન ઉપર વાતચીત કરી રહ્યો હતો, પણ તે સાથેજ તેનું લક્ષ પેલા કાચના અખંડ પડદા ઉપર પણ હતું. તે નરહરિની અને તેની સાથેના સૈન્યની પ્રવૃત્તિ અવલોકી રહ્યો હતો. નરહરિની કુચ અટકી પડી હતી. તે આગળ વધતો નહતો. પણ અહીંના તલાવડી નામના ગામની નજીકમાંજ પોતાનો પડાવ નાંખીને પડ્યો હતો.

તેની સાથેના માણસો ઝાડો નીચે વીખેરાએલી સ્થિતિમાં ગમે ત્યાં બેઠા હતા. નરહરિ પણ એક સ્થળે બેઠેલો હોય, એમ જણાતું હતું. આ દૃષ્ય જોઇ, શીવમૂર્તિ સહેજ ઉસ્કેરાયો. શીવમૂર્તિ પેલા નવા યુવાનને ઉદ્દેશીને બોલ્યો: "મને લાગે છે, કે મારી ટોળીનો કોઇ માણસ ફૂટી ગયો છે અને તેણે નરહરિને ખબર આપી હોવી જોઇએ, કે મેં આ નવી શોધ કરી છે. આથી મારી આ શોધની પરીક્ષા કરવાનેજ નરહરિ અહીં આવી પહોંચ્યો હોવો જોઇએ. હરકત નહિ. જે હશે, તેને આ વખતે આ બંદા બરાબર જવાબ આપશે!" શીવમૂર્તિ છેલ્લું વાક્ય બોલતા બોલતા પડદા સામે ગંભીરતા અને સ્થીરતાથી જોઇ રહ્યો.

તલાવડી ગામ એક નાનું સરખું ગામડું હતું. લગભગ પાંચેક સો માણસના વસ્તી હતી. દરેકનો ધંધો ઘણે ભાગે ખેતી અને મજુરીનો હતો. શીવમૂર્તિને નવાઇ જેવું એ લાગ્યું, કે ગામમાં લશ્કર આવ્યું હોવા છતાં, એકે ગ્રામવાસી લશ્કરને જોવા નીકળ્યો નહતો. નતો ગામમાં બીજી કંઇ હીલચાલ હતી. ગામ કેવળ શૂન્યસમું ભાસતું હતું.

શીવમૂર્તિએ પેલા તરૂણને ઉદ્દેશીને કહ્યું, "એક રીતે આ સારો મોકો આવ્યો છે. મારી શોધ કેટલી કાર્યસાધક છે, તે તપાસી જોવાની પણ તમને હમણાજ તક મળશે, હું ધારૂં છું, અત્યારેજ આપણી ગ્યાસની ટયુબો ત્યાં પહોંચી જવી જોઇએ અને નરહરિ અને તેના સાથેના માણસોનો નીકાલ લાવી દેવો જોઇએ.

તે જુવાન બોલ્યો: "હું પણ એમજ કહું છું."

તરતજ શીવમૂર્તિએ તૈયારી કરવા માંડી. તેણે એક પચીસ પાઉન્ડ પ્રવાહ ભરી શકાય, એવી કાચની બરણી લીધી અને તેમાં

પ્રવાહ ભરી દીધો. તલાવડી ગામ કૈલાસ પર્વતની પેલી બાજુએ આવેલું હતું. ત્યાં જવા માટે રસ્તામાં ખાઇ કે એવું કાંઇ નહતું. પરંતુ ટેકરી, ઝાડી અને એવીજ રસ્તાની મુશ્કેલી તો ઉભીજ હતી.

પણ આ મુશ્કેલીઓને પહોંચી વળવા શીવમૂર્તિએ બે ટેંક ગાડીઓ મંગાવી રાખી હતી. પેલા બે જુવાનો અને શીવમૂર્તિ ટેંકમાં બેઠા અને અને ટેંક દોડી આસરે દોઢેક માઇલનો રસ્તો પુરો કરી, ટેંક એક તળાવની પાસે આવીને અટકી. તળાવની પેલી મેર ત્રણેક માઇલને અંતરે તલાવડી ગામ આવેલું હતું ગ્રામવાસીઓની શુન્યતા કે નરહરિના સૈન્યની પ્રવૃત્તિ કાંઈ ખુલ્લી આંખે દેખી શકાતું ન હતું માત્ર છાંયા-ગ્રાહકયંત્ર વડે સૈન્યની હિલચાલ જાણી શકાતી હતી. સૈન્યની હિલચાલમાં ફક્ત એટલું જ દેખાતું હતું; કે સૈનિકો એકી સાથે હવે ચોક્કસ પ્રકારની હિલચાલ કરતા હતા અને પાછા આવીને પોતાને સ્થાને બેસી જતા.

શીવમૂર્તિ શાંતિથી ગંભીરતાથી પણ કાંઇક બેચેનપણાની લાગણીથી આખો દેખાવ જોઇ રહ્યો! તે જુવાને પૂછયું: "આપના ચિત્તમાં આજે કાંઇક અસ્વસ્થતા જેવું કેમ લાગે છે? શું તમે માણસોને મારી નાંખતા ડરો છો? દયા આવે છે કે ભય લાગે છે?"

શીવમૂર્તિએ થોડી મિનિટો સુધી કાંઇ જવાબ વાળ્યો નહિ. જરા વાર રહી તે બોલ્યો: "ખરેખર, આવા નિર્દોષ માણસો ઉપર હાથ ઉપાડતા મને એક રીતે દીલગીરી તો થાય જ છે. મારો શિકાર નરહરિ અને માયા છે, એને બદલે મારે આ બીજા પાંચસો માણસોનો ઘાણ કાઢી નાંખવો પડે છે, એ ભારે દુ:ખજનક ઘટના છે. પણ એમાં મારો કશો દોષ નથી! મારા શત્રુની સાથે જે કોઇ તેને સહાયતા

કરવા આવે છે, તે બધા મારા શત્રુઓ જ છે; તેનો નાશ કરવો પડે, એમાં મારો શું દોષ?"

તે બંને જુવાનો અને શીવમૂર્તિ તરતજ ચોક્કસ રથજો એક ઝાડ ઉપર ચડી ગયા. શીવમૂર્તિએ એક ટયુબ દબાવી. તરતજ તેમાંથી લાલલીલા પ્રકાશનો એક ભયાનક ધોધનો પ્રવાહ, પ્રકાશથી પણ વધારે ઝડપે, સરર કરતો આગળ ધસ્યો!

ઓહ! અને તરતજ ઉલ્કાપાત મચી ગયો. મોત સદેહે જમીન ઉપર ઉતરી આવ્યું હોય તેમ ચારે બાજુએ ધમસાણ મચી રહ્યું. માર્ગના લીલા ઝાડો સુકાઇ ગયા અને સળગી ઉઠયા! માર્ગ ભડકાઓથી અને જ્વાળાઓથી ભરાઇ ગયો અને તરતજ તળાવડી ગામ તેના પાદરે પડેલા નરહરિના પાંચસો સૈનિકો સાથે સળગી ઉઠયું!

ગામના નાના ઝુંપડાઓ, માટીના ઘરો, ખેડુતોએ વાડીમાં સીંચી રાખેલી ઘાંસની ગંજીઓ, તેમનું રાચરચીલું; બધું જાણે જાદુઇ ખેલ થતો હોય યા તો દારૂખાનું સળગતું હોય તેમ, સળગી ઉઠ્યું! થોડીજ વારમાં સુખ અને આનંદની માતૃભૂમિ રૂપે ગણાતું ગોમતીપુરનું એક આદર્શ ગામડું સળગતી લંકાના રૂપમાં ફેરવાઇ ગયું!

થોડીવાર રહી પેલા જુવાને શીવમૂર્તિને પૂછ્યું: "હવે આપણે ગામમાં પ્રવેશ કરીશું, તો ત્યાં આપણને શું જોવા મળશે?"

"સળગતું ગામ, પ્રવાહી થએલી ધાતુઓના ઠરી ગએલા ગઠ્ઠાઓ અને માણસો તથા પશુઓના અરધબળેલાં શરીરો અને હાડકાં!"

શીવમૂર્તિ અને પેલા બંને જુવાનો પોતાની ભયાનક કાર્યવાહીનું પરિણામ જોવાને ઉમળકાભેર અંદર ધસ્યા! ગામ નિર્જન હતું. ઘરો સળગી રહ્યા હતા. અને બળતી વસ્તુઓની દુર્ગંધ સર્વત્ર પ્રસરી રહી

હતી. પણ એક મોટી આશ્ચર્યની ઘટના બની હતી! આખા ગામમાં ન એક માણસનું શબ હતું. ન એકે હાડકું પડેલું હતું. ન મરણ પામેલા માણસોની કશી નિશાની હતી! ન ઢોરઢાંખરના મરણ પામેલા શબો દેખાતા હતા! હા, પણ સ્થળે સ્થળે મરણ પામેલા પક્ષીઓ પડેલા હતા! શીવમૂર્તિ કાંઇ સમજી ન શકયા શું મૃત્યુપ્રવાહે મનુષ્યોના હાડમાંસને પણ સળગાવીને ભસ્મ બનાવી દીધા હશે? શું મૃત્યુ પ્રવાહમાં હાડમાંસને પણ ભસ્મ બનાવી દેવાની તાકાત હશે? શું નરહરિએ કાંઇ દગો કર્યો હશે અને તે પોતાને આબાદ થપ્પડ લગાવી ગયો હશે? કેમ કહી શકાય? પ્રોફેસર પોતાના સવાલોના જવાબો વાળી શકયા નહિ અને તેમની ટેંકગાડી તેમના નિવાસ સ્થાન તરફ પાછી ફરી!

પ્રો. શિવમૂર્તિ પોતાની ઑફિસમાં આવીને બેઠા. અને આજનો આ ભયાનક પ્રસંગ, કે જે તેમની જ બહાદુરીનું પરિણામ હતું, તેની ગંભીરતાથી તપાસ કરવા લાગ્યા! મૃત્યુપ્રવાહ કયા કયા ભયાનક રસાયણોથી બન્યો છે અને તેનું કેવું ભયંકર પરિણામ આવે છે, તેની પ્રોફેસર સાહેબને માહિતી હતી. પરંતુ તેમની માહિતી પ્રમાણે આ પ્રવાહ હાડકાઓને ઓગાળી અથવા બાળી શકતો નહતો. તેણે તળાવડીની ભૂમિ ઉપર આજ કારણથી હાડકાઓની શોધ કરી હતી, પણ એકે અસ્થિ તેને મળી શકયું નહતું.

શીવમૂર્તિએ અત્યારે જ એ પ્રશ્ન ઉકેલી નાખવાનો નિશ્ચય કરી નાંખ્યો અને તે એ નિશ્ચયને પરિણામે તરત જ કાર્ય કરવા મંડી ગયો. તેણે તેના ડેથરૂમ ઉઘાડ્યો. ડેથરૂમ એ પેલા ભોંયરામાં આવેલી એક રાક્ષસી ઓરડી હતી. એમાં જાત જાતના પ્રાણીઓના અને માણસોના હાડકાં હતાં.

પ્રોફેસરે તેમાંથી થોડાક હાડકાં બહાર કાઢ્યા અને તેને એક લોખંડના વાસણમાં નાખ્યા, વાસણ ઉંચકી આણીને તેણે પેલા યંત્રની સામે મૂક્યું અને તરત જ તેણે યંત્રની ટયુબ છોડીને મૃત્યુપ્રવાહ ચાલુ કર્યો. ત્રણેક મિનિટોમાંતો ધડડડ કરતો અવાજ શરૂ થઇ ગયો અને પેલું લોખંડનું પાત્ર ધગી ઉઠયું.

તપાવેલા લાલચોળ લોખંડના તવામાં પેલા હાડકાં ખદબદી રહ્યા હતા, થોડી જ વારમાં લોઢાનું પાત્ર ઓગળી ગયું અને તેનો પ્રવાહ એક બાજુએ વહી ગયો. પરંતુ પેલો અંદરનો હાડકાનો ઢગલો જેમનો તેમ કાયમ હતો! શીામૂર્તિ આ દેખાવ જોઇ રહ્યો. થોડી વાર પછી તેણે પેલા જુવાનને ઉદ્દેશીને કહ્યું "મહાશય! મને દગો થયેલો માલમ પડે છે. હું ધારૂં છું કે હું આ સ્થળે આવીને રહ્યો છું અને મેં આ ભયાનક મૃત્યુ પ્રવાહની શોધ કરી છે, એ ખબર કોઈ પણ રીતે નરહરિના જાણવામાં આવી ગઇ છે.

"તમે એ શા ઉપરથી કહો છો?"

"ચોક્કસ સાબીતી હું હજી મેળવી શકયો નથી, પણ જો નરહરિને આ વાતની માહિતી ન હોત, તો તે તળાવડી ગામના રહીશોને નસાડી ન મૂકત. અને જો તેઓ ગામમાં હોત, તો તેમના મરણ પછી તેમના હાડકાં અને માંસના સુકાએલા ગઠ્ઠાઓ તો આપણને જરૂર જોવા મળ્યા હોત!"

"ત્યારે આ કાંઇ કાવતરૂં હશે?"

"મારી એમજ ધારણા છે. નરહરિ અહીં સૈન્ય લઇને આવશે, તો આપણે તેનો સંહાર કરી નાંખીશું, એ વાત તેણે મેળવી હશે, અને તે સંહારમાં ગ્રામવાસીઓનો પણ નાશ ન થઈ જાય એટલા

માટે તેણે ગ્રામવાસીઓને ચેતવણી આપીને પહેલેથીજ ગામ ખાલી કરાવી નાંખ્યું હશે!"

"પણ નરહરિ પોતે અને તેની સાથેનું પાંચસો માણસનું સૈન્ય એની શી સ્થિતિ થઇ હોવી જોઇએ? નરહરિ તેના માણસો સાથે અહીં આવ્યો હતો, એ તો કાંઇપણ શંકા વિના સાચી વાત હતી અને હવે તેનું અસ્તિત્વ જણાતું નથી, એટલે તે માર્યાગયા હોવા જોઇએ; એ વાત તો સાચી છે ને?"

પ્રો શીવમૂર્તિ કાંઇક જવાબ આપવા જતો હતો, એટલામાં ટેલીફોનની ઘંટી વાગી ઘંટીવગતાની સાથેજ શીવમૂર્તિ દોડ્યો અને ફોન ઉપર જઇને ઉભો રહ્યો. તેણે પેલા યુવાનને ઉદ્દેશીને કહ્યું, "મને લાગે છે, કે આપણી સામે કાંઇ ગંભીર કાવતરું રચાયું છે અને આ ફોન તેનીજ ખબર લાવે છે. હશે, જે બન્યું હશે, તેના ભેદ હમણાંજ ઉકેલાઇ જશે!"

આમ કહી પ્રોફેસર સાહેબે ફોન ઉપર વાત શરૂ કરી. તેણે પૂછયું: "ક્યાંથી બોલો છો? કોણ છો?"

"નંબર, વીસ ખુદ ગોમતીપુરથી વાત કરૂં છું. વાત ઘણી ભયંકર છે અને તેના ઉપર આપે ખૂબજ ધ્યાન આપીને વિચાર કરવા જેવું છે. જો આ બાબતમાં આપ જરાપણ ઢીલા રહેશો, યા દયા રાખવા જશો, તો આપનો અને અમારો બધાનો સર્વનાશ થઇ જશે. માટે આ વાત ઉપર ખૂબ ગંભીરતાથી વિચાર કરી તાકીદે ઘટતા પગલાં ભરશો!"

"તમારી વાત તદન સાચી છે, અહીં હમણાંજ એક એવો ગંભીર બનાવ બની ગયો છે, કે જેથી હું પણ ચોંકી ઉઠયો છું અને

એ બનાવ કેવીરીતે બનીગયો હશે, તેને વિચાર કરી રહ્યો છું. વારૂં; તમે શું કહેવા માગો છે, તે તાકીદે જણાવી દો."

"હાં, સાંભળો, આજથી ચારેક દિવસ ઉપર પ્રોફેસર જોન નામને માણસ આ શહેરમાં આવ્યો હતો. તેણે શરૂઆતમાં જાદુગર તરીકે કામ કરવા માંડયું હતું. પાછળથી એમ માલમ પડયું હતું, કે તે સરકારી જાસુસ છે અને આપણા મંડળના મદદગારો પાટનગરમાં કોણ કોણ છે, તેની તપાસ કરવાનું કાર્ય કરી રહ્યો છે. એજ માણસે ડીટેકટીવ મી. નરહરિને તમારી અને તમારીભયંકર લેબોરેટરીની વાતો કહી હતી અને તમે મૃત્યુપ્રવાહ નામના ભયંકર કિરણો શોધી કાઢ્યા છે, એમ જણાવ્યું હતું આ સખસે વધારામાં એમ પણ કહ્યું હતું કે શીવમૂર્તિ હમણાં હજારો પાઉન્ડ પ્રવાહ બનાવી લેવાના કાર્યમાં પડ્યો છે. એ કાર્ય ઉકેલાઇ જતાંજ તે જાહેર રીતે પાટનગર ઉપર આક્રમણ કરનાર છે..."

"...આ સમાચાર સાંભળીને અહીંના સરકારી તંત્રમાં ભારે ખળભળાટ અને હહાકાર મચી ગયો હતો અને કોઇ પણ પ્રકારે આ સમાચારોની ચોકકસી કરવાનું શરૂ થયું હતું. મી. કિશોર મહેતા જે અહીંના સિવિલ પોલિસ ખાતાનો માનનીય ઑફિસર છે, તે ભારે સંકટ વેઠીને તમારે ત્યાં આવ્યો છે અને તમારી લેબોરેટરીનો ભેદ તેણે જાણી લેવાને પ્રયત્ન કર્યો હતો."

"...તેણે મૃત્યુપ્રવાહની અને તેની ભયાનક ભિષણતાની ખબર નરહરિને આપી હતી આથી નરહરિએ એક ભયંકર કાવતરૂં રચ્યું હતું. તેણે તલાવડી ગામની પાસેના થોડો ભાગ સ્વચ્છ મેદાનનાં રૂપમાં ફેરવી નાંખ્યો હતો, તેની સાથે અહીં તેણે રાજ્યના કારીગરો

પાસે યુદ્ધનો ચિત્રપટ તૈયાર કરાવ્યો હતો. અને તેમની પાસે યાંત્રિક રીતે માર્ચીંગનો દેખાવ કરાવ્યો હતો. અગાઉથી તેણે ગામવાસીઓને તેમના ઢોરઢાંખર સાથે ગામ છોડીને ચાલ્યા જવાની ચેતવણી આપી દીધી હતી. તમે આ સૈનિકો ઉપર મૃત્યુ પ્રવાહથી આક્રમણ કર્યું હતું અને તેમા તમે સફળ થયા છો, એવા સમાચાર અત્રે આવી પહોંચ્યા છે. હવે એજ નરહરિ અને તેની સાથેનો ઑફિસરોનો સ્ટાફ તળાવડી ગામથી ચારેક માઇલને અંતરે આવેલા આંબાવાડી ગામમાં પડયો છે, અને તમારી લેબોરેટરીનો સર્વનાશ કરી નાખવા માટે શાં પગલાં લેવાં, તેની વિચારણા કરી રહ્યો છે. જો બની શકે, તો તમે હમણા ને હમણાંજ એ ટોળાંનો નાશ કરવાના પગલાં લઈ શકો છો. વળી એનો એક જાસુસ લેબોરેટરીની ઝીણામાં ઝીણી માહિતી મેળવવા તમારી લેબોરેટરીમાં અત્યારે પણ ગુપ્ત રીતે રહ્યો છે. સાવધાન થઇ જાઓ અને કામ કરો! ચાલો, હું બહાર કામ ઉપર રવાના થાઉં છું. અગત્યનું કામ છે."

"વારૂં સાહેબજી!" પ્રોફેસરે જવાબ આપ્યો અને તે ફોનનું રિસિવર તેની જગાએ મૂકી દઈ પાછો આવીને પોતાની ખુરસી ઉપર બેઠો. પ્રો. શીવમૂર્તિની મુખમુદ્રામાં આ વખતે આસમાન જમીનનો ફેર પડી ગયો હતો. તેની શાંત અને ગંભીર આંખો લાલચોળ બની ગઈ હતી અને તેના મોઢાનો રીન એકાદ વિકરાળ રાક્ષસની છટાથી અંગારા વરસાવી રહ્યો હતો.

તે બોલ્યો: "જુઓ ભાઇ! મને છેતરવાનો ભયાનક માર્ગ કોઇએ લીધો છે, પણ એ માર્ગ ગ્રહણ કરનારો યાદ રાખે, કે મારા હાથમાંથી છટકી જવું, એ સાક્ષાત મોતને માટે પણ મુશ્કેલ છે, તો

-શું મારો સર્વનાશ કરવા તૈયાર થએલા માનવીને જ હું મારા ખપ્પરમાંથી છટકીને સલામત જવા દઈશ? એ કદી નહિ બને!"

થોડીકવાર રહી પ્રોફેસરે બૂમ મારી: "ચંગીસખાન! ચંગીસખાન!"

"જી હજુર!" કહેતો ચંગીસખાન આવીને ત્યાં હાજર થયો! ચંગીસખાનનો દેખાવ પહેલે ઝપાટે તો ગમે તેવા કઠણ અંતરના માણસને પણ દબાવી દે, તેવો હતો. ભવ્ય રાતુચોળ મોઢું. બીલાડીના માફક શિકાર સામે તાકી રહેલી પહોળી બિહામણી અને ભુરી આંખો અને રૂવાબદાર કપાળ, ગમે તેને ડરાવી દેવા માટે બસ હતું.

તેણે લોખંડી તારનું બખ્તર પહેર્યું હતું અને તે ઉપર કોટ ચઢાવ્યો હતો. તેનું શરીર બેહદ લાંબુ હતું. હાથ ઘુંટણે પહોંચતા અને પગના નળા પણ હાથના હરિફાઈમાં ઉભી શકે, એવા જ લાંબા હતા! ચંગીસખાન અક્કડને અક્કડ આવીને ત્યાં બેઠો અને વાઘ હરણી ઉપર આંખો માંડી તાકીને જોઈ રહે, તેમ તીણી આંખોએ પેલા બે જુવાનો સામે જોઈ રહ્યો!

શીવમૂર્તિ બોલ્યો: "ખાન! આજે એક ગંભીર બનાવ બની ગયો છે. એમ કહેવામાં આવે છે, કે પેલા નરહરિનો કોઈ કુતરો આપણી લેબોરેટરીમાં ઘુસી ગયો છે. એ કુતરાને પકડીને તારે મારી પાસે હાજર કરવાનો છે."

"કેટલી મિનિટમાં તમારી આગળ હાજર કરું?"

"આજ મિનિટ! આજ પળે!"

તરત જ ચંગીસખાને ઉઠીને તેના લાંબા પહોળા પડછંદ હાથનો એક તમાચો પેલા નવા જુવાનના મોઢામાં જ જડી દીધો. તે મોઢેથી બૂમ

મારીને બોલ્યો, "આ રહ્યો કુતરો, તમારી પાસે જ પૂંછડી પટપટાવતો ઊભો છે."

તરત જ તે જુવાન ધનનન કરતો ખુરસી ઉપરથી નીચે તૂટી પડયો. તેનો જમણો ગાલ ચપ્પટ થઇને બેસી ગયો! અને હડપચીનું હાડકું બહાર નીકળી આવ્યું. મોઢું લોહીથી ગળતું બની ગયું!"

"એય રોસ્કલ! તું જ બદમાસ છે! તુજ કુતરો છે? ત્યારે હવે કુતરાને રોટલી બરાબર નાખી જોઇએ. બોલ કમબખ્ત! તું અહીં કેવી રીતે આવી પહોંચ્યો? જવાબ આપ!"

જુવાન બેભાન બનીને જમીન ઉપર પડયો હતો તેનામાં જવાબ આપવા કે લેવાની તાકાત ન હોતી। થોડી વારમાં તેને ભાન આવ્યું. ભાન આવવા છતાં ઢોંગ કરીને તે જમીન ઉપર પડી જ રહ્યો. પણ તેના જાગૃત શ્વાસોચ્છ્વાસ ઉપરથી ચંગીસખાન તેનામાં જાગૃતિ આવી ગઇ છે, એમ પારખી ગયો!

શિકારીની ઝડપે ચંગીસખાને દોડીને તેના માથામાં વળી એક લાત મારી. તે બોલ્યો: "સુવર! ઉભો થા! સિંહના મોઢામાં માથું મૂકીને હવે ગભરાય છે શાનો? ડરે છે શાનો?

"હું ડરતો નથી પણ એક બાબતની વાટ જોઉં છું!"

"શાની વાટ જુએ છે?"

"આ માથું કયારે કપાઇ જાય છે તેની!"

"ત્યારે તું કોણ છે. અરે, આ સાક્ષાત જમદેવના ઘરમાં મોત માંગવા શા માટે પેઠો છે?'

"હું કિશોર મહેતા છું! નરહરિના જાસુસ તરીકે તમારી લેબોરેટરીનો ભેદ જાણવા તમારા આ જમ ઘરમાં પેઠો છું. મનુષ્ય છું.

અને મનુષ્યના ભલા માટે મોતની સાથે હરિફાઇ માંડી છે. હવે ભલે તમારાથી થાય તે કરી લો. હું અહીં કેવી રીતે આવી શકયો છું, તે જાન જાય તોપણ નથી કહેવાનો!"

"અરે તારો બાપ કહેશે!" પ્રોફેસર શીવમૂર્તિ બોલ્યો. જરાવાર રહી તેણે કહ્યું, "ત્રણસો ત્રણ ચાલુ કર."

ચગીસખાને ઉઠીને એક મશીનનો હેન્ડલ જરાક જોરથી ફેરવ્યો. તરત જ ખડખડાટ કરતું તે મશીન ચાલુ થઇ ગયું. એટલામાં ઉપરથી એક હેંડલ અન્દર નીચે ધસી આવ્યું અને તે જુવાનને બગલમાંથી ઉચકી લીધો! અને તેને નંબર ત્રણસો ત્રણમાં રહેલી એક "ઇલેકટ્રીકલ બેડ" (વિજળીક પથારી) ઉપર સુવાડી દીધો!

અને તરતજ હજારો સોયા એકી સાથે ભોંકાના હોય, તેવી વેદના શરૂ થઇ ગઇ! ઇલેટ્રીક બેડની ઉપર એક કાચનો રોલ હતો, રોલ ધીમે ધીમે પથારીના ઉપરથી ફરતો હતો અને હજારો તીવ્ર કિરણો જુવાનના શરીરમાં પસાર થતા હતા એકેક કિરણ લોખંડનો મોટો ધગધગતો સૌયો શરીરરમાં ખોંસાતો હોય એવી વેદના આપતા હતા!

કિશોર મહેતા માણસના રૂપમાં પત્થરનો આદમી હતો! દુઃખ સંકટ યાતના એ બધા તેના દાસ હતા. મોતનો તેને ભય નહોતો. આફતોને તે હસી કાઢતો. યાતનાઓનો તે સામનો કરો લેવાને તૈયાર રહેતો! પણ આજે તેનો એ ગર્વ અને એ બહાદુરી બધુંજ ઓગળી ગયું અને તેણે ઇલેકટ્રીક બેડમાંથી ભયંકર ચીસ પાડી!

તેજ ક્ષણે શીવમૂર્તિએ મશીન અટકાવ્યું "બોલ, શું વિચાર છે?"

"પ્રોફેસર સાહેબ! હું જે જાણું છું તે તમને કહી દેવાને તૈયાર છું, પણ મને કૃપા કરીને બહાર કાઢો." શીતમૂર્તિ ઉઠયો અને તેણે કિશોરને બહાર કાઢયો! કિશોરે થોડીવાર રહીને પૂછ્યું: "પણ હું સાચી વાતો કહી દઇશ, પછી તો મને આ બીછાનાની પાછી સજા થવાની નથીને?"

શીતમૂર્તિ સખ્તાઇથી હોંઠ બીડી લેતો બોલ્યો: "નહિ શીતમૂર્તિ જુઠો નથી. તે દુસ્મન સિવાય બીજા કોઇને મારતો નથી. તને હવે આ ઇલેકટ્રીક બેડની સજા નહિ થાય. પણ તું હવે અહીંથી જીવતો જઇ શકવાનો નથી. તારી ગરદન ઉડાવી દેવામાં આવશે!"

"ભલે! હું પણ હવે એજ ચાહું છું. મરતી વખતે મારે પણ જુઠું બોલવાની જરૂર નથી. જુઓ: તમારીજ લેબોરેટરીનો એક માણસ ફુટી ગયો હતો અને તેણે અમને આ તમારી લેબોરેટરીની વાત કરી હતી. હવે અમે આ લેબોરેટરીની તપાસ કરવા આવ્યા હતા અને અહીંથી થોડે દૂર અમે છાવણી નાખીને પડયા હતા. તે વખતે એક તરૂણ સખસને અમે અહીં આવતો જોયો. અમને તે માણસ ઉપર કાંઇક વહેમ પડયો, એટલે અમે તેની ઝડતી લીધી. આ વખતે તેના ખીસામાંથી એક કાગળ મળી આવ્યો. તેમાં તેને તમારા સાથી તરીકે ઓળખવામાં આવ્યો હતો. એ માણસને અમે કેદ કરી લીધો છે અને તેને બદલે હું જાતેજ તે જુવાન તરીકે તમારી પાસે રજુ થયો છું. તમારા એ સાથીદારને અમે નરહરિની કેમ્પમાં સહેલ લેતો બનાવી દીધો છે. તમે મને જેવા ભયાનક મોતથી મારશો, તેવાજ ભયાનક મોતથી મારા સાથીઓ, તમારા એ સાગરીતને મારી નાંખશે."

"પણ હું શીવમૂર્તિ ત્યારે ખરો, કે તમને મારી નાંખીને તમારાજ એ લોહીભર્યા હાથે વડે જ હું, મારા સાથીને છોડાવી લાવું! વારૂં, તમારે કાંઈ કહેવું છે?"

"હા! એક વાત કહેવાની છે કે હવે જેમ બને તેમ જલદી મારી આ ગરદન ઉડાવી દો! હવે તમારે હાથે ફકત એટલી જ વાત કરવાની બાકી રહી છે!"

"અને તમે જીવતા રહી શકયા તો?"

"તો આ લેબોરેટરી હતી ન હતી થઈ જશે. પ્રોફેસર શીવમૂર્તિ જે વિજ્ઞાનની પવિત્ર શોધોને માણસ જાતના કલ્યાણમાં ન વાપરતા, તેમના સંહારમાં વાપરે છે, તેના પગમાં લોખંડી બેડીઓ પડશે, તે કારાવાસના કાળા બારણા પાછળ અદ્રશ્ય થઈ જશે અને આ ચંગીસખાનની તો જીવતા ચામડી ઉતારવામાં આવશે!"

"ચંગીસખાને એક ભયંકર હાસ્ય કર્યું અને તે દાંત કચકચાવતો દોડયો: "બચ્ચા! તું મારી ચામડી ઉતારે ત્યારે ખરો, પણ આજે તો મને દૂધી મેળી નાંખવા દે." એમ કહી, તેણે તેના ખીસામાંથી પેન્સિલ છોલવાના એક ચપ્પુ ખેંચી કાઢયો! ક્રુરતા, નીચતા, દયાહીનતા, નીર્દયતા, બધા એક બીજાને ગાઢ આલિંગન આપતા એકઠા થઇ ગયા, અને તેમણે ચંગીસખાનના હાથમાં પ્રવેશ કર્યો. ચંગીસખાન દયાહીન રીતે કિશોરને વળગી પડ્યો અને તેણે શેરડીની ઉપલા ગંડેરાં ઉડાવી દઇએ, તેમ કિશોરનું માથું ઉડાવી દીધું!!

કાળીરાત સમસમતી હતી! થંડો પવન વાતો હતો! વનપશુઓના ભયાનક શબ્દો સંભળાઈ રહ્યા હતા. તે વખતે લેબોરેટરીમાં ઓચિંતી ઘંટી વાગી. ત્રણેક સેકંડમાં એક એક બાજુએથી એકેક, એમ કરતા

તેર માણુસો ત્યાં આવીને ભેગા થઇ ગયા ! પ્રોફેસર ચૌદમો હતો. ચંગીસખાન એ તેરમાંજ હતો.

પ્રોફેસરે તેમને ભેદી ભાષામાં કાંઇક ગુપ્ત ચેતવણી આપી દીધી અને તે પછી ચંગીસખાનને સાથે લઇ શીવમૂર્તિ બહાર નીકળ્યો. શીવમૂર્તિએ અને ચંગીસખાને અત્યારે તદન લીલોછમ પોશાક પહેર્યો હતો અને તેથી ઝાડોની લીલીઘટામાં તેઓ સહેલાઇથી અદષ્ય થઇ જઇ શકતા હતા.

બંને સખસો તલાવડી ગામથી થોડે દૂર જ્યાં નરહરિ છાવણી નાંખીને પડયો હતો, ત્યાં આવી પહોંચ્યા ! દૂરથીજ શીવમૂર્તિએ છાવણીનું અવલોકન કરવા માંડયું ! છાવણીમાં ફક્ત પાંચ તંબુઓ હતા. પણ પાંચે તંબુઓની ફરતે ખુલ્લી તલવારે સિપાઇઓ પહેરો ભરી રહ્યા હતા !

શીવમૂર્તિએ પોલિસોનો આ પ્રચંડ બંદોબસ્ત જોયો અને તેણે મનમાં વ્યુહ રચના ગોઠવવા માંડી. શીવમૂર્તિ અને ખાન આગળ ન વધતા, ત્યાં ના ઝાડ ઉપર ચઢી ગયા અને એક ઉપરથી બીજું અને બીજા ઉપરથી ત્રીજું, એમ ઝાડો વટાવતા, જે ઝાડો નીચે છાવણીના તંબુઓ નાંખવામાં આવ્યા હતા, ત્યાં આવી પહોંચ્યા !

શીવમૂર્તિએ ચંગીસખાનને કેટલીક સાવચેતીની સૂચના આપી અને તે પછી તેણે તરતજ પોતાનું કામ શરૂ કરી દીધું ! ચંગીસખાન હાથમાં રેશમની જાડી દોરી ઝાલીને વૃક્ષની ડાળીઓ ઉપર બેઠો અને શીવમૂર્તિ, એ દોરડે દોરડે નીચે ઉતર્યો. તેણે એક તમ્બુ ઉપરનો ગોળાકાર ભાગ કાપી નાંખ્યો અને તે પછી ઘણીજ સાવચેતી પૂર્વક તે અંદર ગયો.

એજ રૂમમાં તેના સાથીને કેદી અવસ્થામાં રાખવામાં આવ્યો હતો. શીવમૂર્તિએ ત્યાં પોતાના સાથીને નિદ્રામાંથી જાગૃત કર્યો અને તેને પોતે આવી પહોંચવાની વાત કહી. શીવમૂર્તિ એ ત્યાં એક નાનો સરખો ખાડો ખોદ્યો અને તે ખાડામાં એક લાંબી લાકડી ખોસી દીધી. લાકડીને ઉપલે છેડે તેણે એક પત્ર બાંધ્યો અને તેઓ બંને ઝપાટા ભેર પાછા બહાર આવ્યા. શીવમૂર્તિએ પોતાના સાથીદારને ત્યાંથીજ રવાના કરી દીધો અને પોતે ચંગીસખાન સાથે લેબોરેટરીમાં પાછો આવ્યો.

બીજે દિવસે સવારે આઠવાગે નરહરિના તંબુમાં ઓફિસરોની એક મિજલસ મળવાની હતી. આ મિજલસમાં શીવમૂર્તિ સંબંધી થએલી તપાસ ઉપર ચર્ચા ચાલવાની હતી. સુમારે સવા આઠે મિજલસનું કાર્ય શરૂ થયું. નરહરિએ પોતે મેળવેલી વિગતો ઉપસ્થિત સજ્જને આગળ નિવેદન કરવા માંડી.

નરહરિ બોલ્યા, "મારી તપાસમાં મને એમ માલુમ પડયું છે, કે એક મોટો સબળ વિજ્ઞાનશાસ્ત્રી આ કાર્યમાં રોકાયો છે અને તે નવી નવી શોધો કાઢી આપણને હેરાન કરવાનાં તરકીબો રચે છે, આ વિજ્ઞાનશાસ્ત્રીને તેના સાથીઓ પ્રોફેસર શીવમૂર્તિને નામે ઓળખે છે. એ પ્રોફેસર શીવમૂર્તિ ખરેખર કોણ છે, ક્યાંથી આવીને અહિં વસ્યો છે, અને તે આ બધો અત્યાચાર શા માટે કરી રહ્યો છે, તે વાત બહાર આવી નથી. આ સઘળી ઘટનાઓ આપણે શોધી કાઢવાની છે શેઠ વ્રજકિશોરના પુત્રના અપહરણમાં તથા એમને ત્યાં ઉત્સવ પ્રસંગે પાડવામાં આવેલી ધાડમાં પણ આજ પ્રોફેસરનો હાથ હોય, એમ જણાય છે. એ રીતે આ પ્રોફેસરે વિજ્ઞાનની શોધોનો અને વિજ્ઞાનના સાધનોને

દુરૂપયોગ કર્યો છે. તેણે પ્રજાને ખોટી રીતે રંજાડી છે. ખૂનો કર્યા છે. અને તેથી તે ભયંકર શિક્ષાને પાત્ર છે..."

..."હવે મારે બીજી ખાસ અગત્યની વાત કહેવાની છે. આ વાત એ છે, કે આ પ્રોફેસર આ બધા તોફાન મચાવે છે ખરો, પણ તે છતાં તેને દૂર કરવાથી અત્યાચારોની જડ નાબુત થવાની નથી. કોઇ ચોક્કસ ક્રાંતિવાદીઓના મળતીયા તરીકેજ શીવમૂર્તિ અને તેના સાથીઓ કામ કરે છે. માટે આપણે જો રાજ્યમાંથી સદા સર્વદાને માટે એક કજીયાનો અંત લાવવા માંગતાં હોઇએ, તો આપણે એ છુપા ક્રાંતિવાદીઓને હાથ કરવા જોઇએ. એ ક્રાંતિવાદીઓ અને આ પ્રોફેસરની ટોળી એજ બધા "સ્વદેશ સેવા સંઘ" ને નામે ઓળખાય છે."

નરહરિએ જરાવાર રહી તેનું વક્તવ્ય આગળ ચલાવ્યું: "હવે હું શીવમૂર્તિના એ કેદ થએલા સાથીદારને માટે થોડો ઉલ્લેખ કરવા માંગું છું. મને લાગે છે કે જે ક્રાંતિવાદીઓ તરફથી પ્રોફેસર શીવમૂર્તિને અત્યાચારો માટે રોકવામાં આવ્યો છે, તે ક્રાંતિવાદીઓમાંનો એ મોટામાં મોટો નેતા હોવો જોઇએ. તેનો દરજ્જો ડાકુઓમાં ઘણો મોટો જણાય છે અને કદાચ સમાજમાં પણ આ માણસ ઘણોજ મોટો દરજ્જો ધરાવતો હોવો જોઇએ...."

"...વળી મને બીજી એક અગત્યની એ માહિતી મળી છે, કે જે કેદીને આપણે પકડયો છે અને જે અત્યારે આપણી જેલમાં છે, તે માણસ રાજ્યમાં કોઇ મોટામાં મોટું સ્થાન અને સમાજમાં સારી પ્રતિષ્ટા ધરાવે છે. આ માણસને આપણે પકડયો છે, હવે

જો આપણી ધારણા સાચી હોય અને એજ ક્રાંતિવાદીઓનો મોટામાં મોટો નેતા હોય, તો તેથી હાલના મામલામાં ઘણો તફાવત પડશે !"

નરહરિ આ શબ્દો બોલી રહ્યો હતો. એટલામા એક પોલિસે આવીને તેને એ કેદીના ગુમ થઇ જવાની ભયંકર ખબર સુણાવી દીધી ! નરહરિ અને તેના બીજા પોલિસ સાથીદારો, તરતજ ઉઠીને ઉભા થઈ ગયા અને તેઓ એકદમ પેલા તંબુ તરફ ધસ્યા !

નરહરિ અને તેના સાથીઓ તંબુમાં દાખલ થયાં, તે વખતે ત્યાં કેવળ શાંતિ હતી અને આખો તંબુ સુમસામ હતો, ફક્ત તંબુ ઉપરથી કાપેલો હતો અને તેમાંથી રેશમની દોરી નીચે લટકી રહી હતી. એટલામાં નરહરિની દૃષ્ટિ કેદીના કામળા પાસે દાટેલી એક લાંબી લાકડી ઉપર ગઇ. લાકડીને છેડે ટાંગેલું કવર નરહરિએ ઉપાડી લીધું. કવર ઉપર સ્વદેશ સેવા સંઘની લાલ છાપ જોતાંજ, નરહરિના પેટમાં ધ્રાસકો અને ચિરાડો પડયો !

તેણે કવર લઇને ફોડી નાંખ્યું ! અંદર એના ચિરપરિચીત અક્ષરો લખાએલા હતા. નરહરિએ પત્ર વાંચવા માંડ્યો.

"મીસ્ટર નરહરિ ! તમે મારા એક માણસને ફોડીને મારા સ્થાનની હકીકત મેળવવામાં સફળ થયા છો, તે માટે ધન્યવાદ ! પણ એક વાત તમારે યાદ રાખવાની છે કે મારા થોડા કુતરાઓ પારકો રોટલો જોઇને લોભાઇ જાય, તેથી મારે ડરી જવાની કશીજ જરૂર નથી. વારૂં, હવે આજે તમે મારૂં આશ્રયસ્થાન શોધી કાઢીને જે મહાન કાર્ય કર્યું છે, તે માટે મારે તમને કાંઇ ઇનામ તો આપવુંજ જોઇએને ? એને માટે મેં પણ લાંબો વિચાર કર્યો છે, અને તમારે માટે સરસમાં સરસ ઇનામ શોધી કાઢયું છે. એ ઇનામ તે તમારા સાથીદાર અને

અમારે ત્યાં જાસુસી કરવા આવેલા કિશોર મહેતાનું લોહી ઝરતું માથું છે. હું ધારૂં કે તમે એ ઇનામથી ખુશ થશો અને હવે એવાં વધારે ઇનામો મેળવવાની આશા રાખશો નહિ. એ ઈનામ તમે તમારી બેગમાંથી મેળવી શકશો !"

નરહરિ આ વાંકયો વાંચતા તરત થંભી ગયા ! અને તેમના મુખમાંથી એક ભયંકર હાય નીકળી ગઇ. નરહરિ બોલ્યાઃ " ગજબ થયો. ડાકુઓને હાથે બિચારા કિશોર માર્યા ગયા છે !" તેણે તરતજ પોતાની મોટી બેગ મંગાવી. બેગ ખોલી જોઇ, તો બેગમાં કામના કાગળો ન હતાં, પણ તેને સ્થાને કિશોર મહેતાનું લોહી ભર્યું માથું હતું ! બેગમાં આ માથું કયાંથી આવ્યું હશે ? બેગમાંના કાગળો કયાં ગયા હશે ?

નરહરિનું ચિત્ત અત્યારે એકદમ અસ્વસ્થ બની ગયું હતું. કિશોર એક સાદો સીધો માણસ હતો, તે સાથે તેને નરહરિ ઉપર અપાર શ્રદ્ધા હતી. છેલ્લા થોડા દિવસો થયા એક સાથે કામ કરવાથી નરહરિ અને કિશોર વચ્ચે બેહદ મિત્રતા જામી હતી. દુસ્મનના ભયાનક સ્થાનમા પ્રવેશ કરીને, ત્યાંની પુરેપુરી માહિતી લાવી આપવાનું કામ કિશોરે પોતાને માથે લીધું હતું. આ કાર્ય તેને સોંપવામાં નરહરિનો પણ હાથ હતો. આથીજ નરહરિને કિશોરનું મૃત્યું ખટકવા લાગ્યું.

નરહરિએ તરતજ હવે શું કરવું જોઇએ, તે પ્રશ્ન વિચારવા માંડ્યો તેમને આવા મામલા ઉપર વિચાર કરી લેવાને માટે ફકત પાંચ મિનિટ પુરતી હતી. પાંચજ મિનિટમાં તેમણે સઘળો મામલો વિચારી લીધો. જરા વાર રહી નરહરિ બોલ્યાઃ " એક નવો વિચાર મારા મગજમાં ઉદભવ્યો છે અને હું તેનો હમણાજ અમલ પણ કરી દેવા માંગું છું.

માટે આપ બધા હવે અત્યારે છાવણી ઉઠાવી એકદમ ગોમતીપુર તરફ રવાના થઈ જાઓ!"

"તમે નવો શું માર્ગ યોજ્યો છે, તેની જાહેરાત થાય, તે ખાસ ઈચ્છવા જોગ છે. તમારો માર્ગ કદાચ જોખમ ભર્યો હોય, તો એ માર્ગથી પાછા વળવાની અમે તમને સલાહ આપી શકીએ." એક અફસરે પોતાનો વિચાર દર્શાવ્યો.

નરહરિ કાંઇ બોલ્યા નહિ. જરાવાર રહી તેમણે કહ્યું: "મારા મિત્રો, મેં જે માર્ગ લેવાનું યોજ્યું છે, તે માર્ગ અવશ્ય ભયંકર તો છેજ. પણ છતાં એ માર્ગ લીધા વિના આપણો છૂટકો નથી અને તેથી મેં એ માર્ગે જવાનું નક્કીજ કરી લીધું છે. એ સંબંધમાં હું અત્યારે ખાસ ચર્ચા કરવા માંગતો નથી!'

નરહરિની આજ્ઞા થતાંજ સઘળી કેંપ ઉઠાવી લેવાની એકદમ તૈયારી શરૂ થઈ ગઇ. અરધા કલાકમાં એ જગા સુમસામ બની ગઇ. માત્ર નરહરિ એક સ્થળે એક શીલા ઉપર બેઠો હતો અને ગંભીરતાથી કાંઈક વિચાર કરી રહ્યો હતો.

થોડી વાર રહી, તેઓ ઉઠ્યા અને ત્યાંથી ધીમેધીમે રસ્તો કાપવા માંડ્યો, પાએક કલાકમાં તેઓ એક ઘોર ઝાડી પાસે આવી પહોંચ્યા. ઝાડી ખૂબ ઘીચ હતી. ચારે બાજુએ વૃક્ષોની લાંબી હારો હતી અને ઝાડો એટલા બધા નજીક હતા, કે દિવસે પણ સૂર્ય પ્રકાશનું એકે કિરણ અંદર આવી શકતું ન હતું.

નરહરિ એજ ઘીચ ઝાડીમાં અંદર પેઠા! અંદર જઇ તેમણે એક વિચિત્ર પ્રયોગ કરવા માંડ્યો. તેમના ખીસામાંથી તેમણે એક નાની સરખી શીશી બહાર કાઢી. શીશીમાં સોનેરી રંગનું પ્રવાહી તેલ

હતું. જાણે સોનાનેજ પ્રવાહી બનાવી દેવામાં આવ્યું ન હોય, તેમ જણાતું હતું. શીશી બહારની એક શીલા ઉપર મુકીને નરહરિએ પોતાના સઘળા કપડા ઉતારવા માંડયા અને તેઓ તદ્દન ઉઘાડા બનીગયા!

ખુલ્લા શરીરે તેમણે આમતેમ બે ચાર વાર નજર નાંખી અને પછી પેલી શીશીમાંનું પ્રવાહી તેલ લઇ, શરીરે માલિસ કરવા માંડયું જેમજેમ તેલનું માલિસ થતું જતું હતું, તેમતેમ નરહરિના શરીરનો રંગ પલટાતો જતો હતો! ચામડીની ઘઉંવરણી રતાસ ફેરવાઇ જતી હતી અને શરીરનો રંગ અને કુમાશ એકાદ યુરોપીયન સ્ત્રીના જેવી મૃદુતા ધારણ કરી રહ્યા હતા!

આખા શરીરે તેલનું બરાબરા માલીશ થઇ રહ્યું છે, એની ખાતરી થયા પછી નરહરિ બહાર આવ્યા અને તેમણે નજીકના સરોવરમાં સ્નાન કરી લીધું. શરીરને પાણીનો સ્પર્શ થતાંજ ચામડી ઉપર જે કાંઇ ડાઘાડુઘી હોય, તે નીકળી ગયા અને તેને બદલે એક સ્વરૂપ સંપન્ન પ્રૌઢા યુરોપી મહિલા જેવુંજ, તેમનું શરીર દેખાવા લાગ્યું.

તેમની સાથે એક નાની બેગ હતી. બેગમાંથી તેમણે ફ્રોક વગેરે કપડાં બહાર કાઢયા અને ઝપાટા ભેર પહેરી લીધા. કપડા પહેરીને તેમણે પોતાની બેગ વ્યવસ્થિત ગોઠવી દીધી. અને પછી સહજ આરામ લેવાને માટે ઝાંડીની બહાર આવીને એક પત્થરની સાથે વાંસો ટેકવીને બેઠા.

ચુનારગઢ કે જે સ્વદેશ સેવા સંઘનું આશ્રય સ્થાન હતું તેના ઉત્તુંગ બુરજ ઉપર આ વખતે એક જુવાન હાથમાં 'દુર્દર્શિકા' લઇને ઉભો હતો. દૂર્દર્શિકાની કાચ બહુજ તેજ અને શક્તિશીલ હતી. આથી તે ઘણાજ દૂરના દ્રષ્યો પણ ઝપાટા ભેર ઝડપી શકતી અને

તે જોનારને આધેનો ખ્યાલ આબેહુબ આપતી હતી. એ જુવાનનું નામ નરેન્દ્રમોહન.

નરેન્દ્રમોહન ઘણોજ ઉસ્તાદ અને ઉત્સાહી જુવાન હતો. તેણે બહુજ ગંભીરતાથી ફરીફરીને એ અરણ્યથી ભરેલા મેદાન તરફ જોયું અને પછી પોતાના એક સિપાઇને બૂમ મારી. થોડી વારમાં એક સિપાઇ આવીને ત્યાં હાજર થયો અને તેણે નરેન્દ્રમોહનને ઝુકીને રજપુત ઢબે સલામ કરી.

નરેન્દ્રમોહન બોલ્યો: "જોરાવર ! જો તો, સામેના મેદાનમાંથી પેલી યુરોપીયન બાઇ પસાર થઇ રહી છે, જો એ પ્રવાસી હોય, તો એના પ્રવાસની હકીકત લઇ આવ અને જો તે અહીં આવવા માગતી હોય, તો અહીં લઇ આવ. થોડા દિવસ પહેલા મેં વાંચ્યું હતું કે મીસ હર્સલ સેલ નામની અમેરીકન મહિલા, આ પ્રદેશનો પ્રવાસ કરવા આવી છે, અને તે એકાકીની જાતે ફરીને સઘળો મુલક જોવા માંગે છે. જો તો, એ સેલ તો નથીને?"

નરેન્દ્રમોહનની આજ્ઞા લઇ, જોરાવર તરત બહાર આવ્યો અને તે ઘોડેસવાર થઇને પેલી બાઇ જે દિશામાં જતી હતી, તે દિશા તરફ રવાના થયો. થોડી જ વારમાં જોરાવર ત્યાં આવી પહોંચ્યો. તેણે અત્યંત નમ્રતાપૂર્વક સલામ કરીને બાઇને અટકાવી. "આપ કોણ છો અને ક્યાં પધારો છો?"

"મારૂં નામ હર્સલ સેલ છે. હું અમેરિકન પ્રવાસિની છું ગોમર્તાપુરના અરણ્યો અને અહીંનું પેલું મૃત્યુસરોવર એ જાતે જોવાની મારી ઇચ્છા છે. આ કારણથી હું અહીં પ્રવાસ કરી રહી છું."

"તો આપને અમારા સાહેબ બોલાવે છે."

"અહીંથી તમારો નિવાસ કેટલો દૂર છે?"

"બહુ દૂર નહિ હોય."

પેલો ઘોડેસવાર અને મીસ સેલ ચુનારગઢને રસ્તે આગળ ચાલવા લાગ્યા. થોડીવારમાં તેઓ ચુનારગઢને સીમાડે આવી રહ્યા, ચુનારગઢને ફરતે પત્થરોની મજબુત દિવાલ હતી અને દિવાલની વચ્ચોવચ્ચ એક મજબુત બારણું હતું. સેલને દરવાજે આવી પહોંચેલી જોઈ, નરેન્દ્રમોહન નીચે ઉતર્યો અને તેણે બાઈને આવકાર આપતાં કહ્યું, "પધારો, મીસ સેલ! તમે આ બાજુએ કયાંથી આવી પહોંચ્યા?"

મીસ સેલે તદન હસતું મોં રાખીને, જવાબ આપ્યો: "હું મારા માયાળુ મિત્રને અભિનંદન આપું છું. શું તમે મને ઓળખો છો? મારૂં નામ તમે કયાંથી જાણ્યું?"

"હું તમને ઓળખતો નહતો, પણ મેં આજથી આઠ દિવસ પહેલા "ગોમતી પ્રકાશ"માં એમ વાંચ્યું હતું, કે ન્યુયોર્કના "ન્યુયોર્ક લાઈટ"ના સંવાદ દાતા તરીકે મીસ સેલ નામની અમેરીકન મહિલા ગોમતીપુરમાં આવી છે, તેમાં તમારી છબી પણ પ્રકટ થઇ હતી. તે ઉપરથી મેં તમે જ મીસ સેલ હશો, એમ ધાર્યું હતું. હવે નજીક આવ્યા પછી તો તમારી છબી ઉપરથી તમે બરાબર ઓળખાઇ આવો છો!"

"તમે દર્શાવેલી માયાળુ લાગણી માટે હું તમારો આભાર માનું છું. મારી ઇચ્છા આ ટાપુની એક અગત્યની નવાઈ સમું ગણાતું મૃત્યુસરોવર જોવાની છે. જો તમે મારી સાથે આવો અને તમે મને એ સરોવર બતાવો, તો તમારી ભારે કૃપા થાય!"

નરેન્દ્રમોહન સહેજ હસ્યો. તે બોલ્યો : "હું મારા અતિથિનો ઇન્કાર કરી શકતો નથી. પરંતુ એ સરોવર જોવું, એ મૃત્યુને ભેટવા જવા જેવું છે એ સરોવરમાંથી સદાએ ઝેરી ગેસ બહાર પડે છે અને તે ઝેરી પ્રવાહ આમપાસ ફેલાઇ, જઇને આખા માર્ગને એવો વિષભર્યો બનાવી દે છે, કે એ પ્રદેશમાં એક પશુ પક્ષી પણ ફરકી શકતું નથી. માત્ર વિમાન દ્વારા દૂરથી એ ભયાનક સરોવરના દર્શન થઇ શકે એવું છે."

"તો આપણે તેમ કરીએ. હું ધારૂં છું કે તમારી પાસે વિમાનને લગતી સઘળી સગવડો તો હોવી જ જોઇએ અને તમે મારી સાથે આવવા જેટલો પરિશ્રમ તો અવશ્ય ઉઠાવશોજ. શું આપ આવવાને રાજી નથી ?"

"બેશક, હું તમારી સાથે આવવાને બેહદ રાજી છું, પણ અમારો આગ્રહ તમને આજની રાત અમારા આ ચુનારગઢમાં ગાળી નાંખવા માટે છે. કાલે સવારે આપણે વહેલી સવારે અહીંથી વિમાનમાં નીકળી જઇશું, તમારે એ ભયાનક સ્થાનના ફોટાઓ લેવા હોય, તો પણ તમે તે દિવસના સૂર્ય પ્રકાશમાં લઇ શકશો."

"તો મારો અત્યારે જ જવાનો કાંઈ આગ્રહ નથી. હું પણ પ્રવાસ કરી કરીને થાકી ગઇ છું અને શરીર બીલકુલ ઢીલુંઢસ થઇ ગયું છે. તમારા આ ઉપવન જેવા સુંદર પ્રદેશમાં રહેવાથી મને પણ આરામ મળશે, અને એટલો આપણો પરિચય વધશે !"

"તમે અમારી માંગણી સ્વિકારી લીધી છે, તે માટે હું તમારો આભાર માનું છું." નરેન્દ્રમોહને શિષ્ટાચારની રીતે કહ્યું. થોડી જ વારમાં દિવસનો કરડો તાપ પુરો થઇ ગયો અને શાંત સોનેરી ચાંદરણા

એ આકાશ અવનીને ભરી દીધાં. નરેન્દ્રમોહન, શીવમૂર્તિ મીસ શેલ બધાએ સાથે બેસીને ભોજન લીધું અને તે પછી મીસ સેલને, તેને માટે તૈયાર કરવામાં આવેલા ખાસ અતિથિગ્રહમાં મોકલી દેવામાં આવી

આઠ વાગે મીસ સેલ તેના રૂમમાં જઇને સુઇ ગઇ હશે. નરેન્દ્ર-મોહન અને શીવમૂર્તિ એ વખતે ચુનારગઢના કિલ્લાની એક મુખ્ય ઓરડીમાં જાગતા જ બેઠા હતા. એ તેજ જુવાન હતો. કે જે પેલા ઘોડેસવાર નવ જુવાનને—કિશોરને લેવા ગયો હતો અને તેને તળાવ ઉપર બાંધેલા દોરડા ઉપર ચલાવીને અહીં લઈ આવ્યો હતો

એટલામાં ટેલીફોનની ઘંટી વાગી. નરેન્દ્રમોહને ફોન હાથમાં લઇને વાતચીત શરૂ કરી: "કોણ છો? કયાંથી બોલો છો?"

"હું નંબર પાંચ, મારા નિવાસ સ્થાન ઉપરથી વાત કરૂં છું. એક અગત્યની બીના બની છે. આ વસ્તુ ઉપર ચર્ચા કરવાને માટે હવે આપણે આપણા મંડળની મિટિંગ બોલાવવી જરૂરી છે. માટે આવતી કાલે રાત્રે મિટિંગ રાખો અને તરત જ બધાને ખબર આપો; મને સામા લેવા આવવાની જરૂર નથી, મેં સ્થળ જોયું છે અને તેથી હવે હું મારી જાતેજ આવી પહોંચવાને સમર્થ છું."

"શી અગત્યની બીના બની છે, તે તમે જણાવી શકો છો?"

"નહિ ભાઇ નરેન્દ્ર! આ જગતમાં સત્યયુગમાં એકલા માણસો-નેજ કાન હતા. દ્વાપર યુગમાં મનુષ્યોને અને પશુઓને કાન મળ્યા હતા, ત્રેતાયુગમાં પ્રાણીમાત્રને કાનની બક્ષીસ મળી હતી, પણ હવે આ કળિયુગમાં તો ઝાડપાન, દીવાલો તથા પત્થરોને પણ કાન થયા છે! માટે હું આપણી અગત્યની વાત જ્યારે આપણે ભેગા થઇ શું, ત્યારે જ કહીશ. ફોનમાં કહેવાનું હમણાં જ હું જરૂરી માનતો નથી."

નંબર પાંચ, રિસિવર મુકીને ચાલ્યો ગયો હોય એમ લાગ્યું. તે રાત શીવમૂર્તિ અને નરેન્દ્રમોહને સભાને લગતી કેટલીક તૈયારી કરવામાંજ પુરી કરી નાંખી. બીજે દિવસે ઠરાવેલા કાર્યક્રમ પ્રમાણે નરેન્દ્રમોહન મીસ સેલ સાથે મૃત્યુ સરોવર જોવાને ગયો.

નરેન્દ્રમોહન વિમાન વિશારદ હતો. લાહોરની દયાનંદ વિશ્વવિદ્યાલયની વિમાન વિશારદની પદવી, એણે મેળવી હતી. આ પદવી મેળવનારા સમસ્ત જગતમાં ફકત સત્તરેક જુવાનો હતા. વિમાન વિદ્યાની આ છેલ્લામાં છેલ્લી પદવી હતી. મૃત્યુ સરોવર ભયંકર ઝાડીમાં છવાએલું હતું નરેન્દ્રમોહને બની શકે એટલી ધીરજથી અને કુશળતાથી મૃત્યુ સરોવર ઉપર ચકકરો મારવા માંડયા અને તેના જુદા જુદા ભાગોની સવિસ્તર માહિતી પણ મીસ સેલને આપવા માંડી. મીસ સેલની પાસે કેમેરા હતો. આ કેમેરા વડે મીસ સેલ સરોવરનાં સુંદર દેખાવોના છાંયાચિત્રો પણ ઝડપી રહી હતી. લગભગ દોઢેક કલાકે તેમનો પ્રવાસ પુરો થયો અને તેઓ સુનારગઢમાં પાછા ફર્યા.

રાત્રે બારવાગે તેમની મિજલસ જામી. સસ્થાના બધા સભાસદો આજે હાજર હતા. ઘોર અંધકાર ભર્યા ઓરડામાં કાળાંબુકાનીઓ પહેરીને સઘળા સભાસદો બેઠા હતા. માત્ર ટેબલ ઉપર એક નાની વિજળીક બત્તી સળગતી હતી અને કોઈ કાગળ કે ચિઠ્ઠી વાંચવાના હોય, ત્યારેજ એ પ્રકાશનો ઉપયોગ કરવામાં આવતો હતો. ઓરડામાં આ પ્રમાણે અંધકાર રાખવાનું કારણ કોઇ કોઇને ઓળખી ન શકે એટલુંજ હતું. આ સંસ્થાનો મુખ્ય ચાલક બડો કુશળ હતો એ પોતે, શીવમૂર્તિ અને નરેન્દ્રમોહન સંસ્થાના મુખ્ય વ્યવસ્થાપકો

હોવાથી, તેઓ બધા સભાસદોને ઓળખતા હતા. પરંતુ સભાસદોને પરસ્પર એક બીજાની ઓળખાણુ ન હોતી !

આ સંસ્થા કેમ અને ક્યારે હસ્તીમાં આવી હતી, તેની સંપૂર્ણ માહિતી મળી શકતી ન હોતી. કહે છે, કે જ્યારે ગોમતીપુરના હાલના રાજા ગાદીએ બેઠા, ત્યારે તેમને તેમના રાજ્યારોહણના દરબાર વખતેજ એક ખરીતો મળ્યો હતો. આ ખરીતામાં તેઓ ગેરકાયદે અને વગર માલિકીએ ગાદી ઉપર બેસે છે, એમ જણાવવામાં આવ્યું હતું અને તેથી તેમના રાજ્યાભિષેકનો વિરોધ કરવામાં આવ્યો હતો અને ત્રણ દિવસમાજ તેમને પોતે રાજગાદીનો ત્યાગ કરીને, સંસ્થાનને યુરોપી રાજતંત્રની ઢબ ઉપર પ્રજાને સોંપી દેવાનું જણાવવામાં આવ્યું હતું. તથા તેમ ન થાય, તો દેશ ભરમાં ક્રાંતિ યુદ્ધ જગાવવાની હાંકલ કરવામાં આવી હતી.

આ હાંકલ પછી આ સંસ્થા વધારે દૃઢ બનેલી ગણાઇ. તેમાં સભાસદો યાહોમ વધતા જાય છે, એમ મનાતું હતું. આ સંસ્થાની શિસ્ત અત્યંત ભયંકર છે એમ મનાતું. જે માણસ સૌથી પહેલો આ સસ્થામાં દાખલ થવા આવે, તેની ઘણી કડક રીતે પરીક્ષા લેવામાં આવતી હતી અને આ પરીક્ષામાંથી પસાર થનારનેજ મંડળમાં માત્ર સૈનિક તરીકે દાખલ કરવામાં આવતો. પેલા તેરના ટોળાંમાં પ્રવેશવાની તો કોઇની તાકાતજ ન હતી.

સભાનો આરંભ થતાંજ મુખ્ય આગેવાન ઉભો થયો. ફેર અધકારમાં દિવાના પ્રકાશની જે એક શેર વહેતી હતી તેમાં એ ગૃહસ્થ તેણે આજે પહેરેલા સફેદ ઝભ્ભાથી ઓળખાઇ આવતો હતો. તે ઉભો થતાજ બધાએ ઉભા થઇને તેને સત્કાર આપ્યો. તે બોલ્યો : "દોસ્તો ! તમે આજ સુધીમાં આપણા માર્ગે જે પ્રગતિ કરી છે, તે

ઘણીજ સારી છે. આપણું ધ્યેય શરૂઆતમાં ગોમતીપુરના રાજા કે જેઓ સાચા વારસદારનો હક ડુબાવીને ગાદીએ ચઢી બેઠા છે, તેમને પદભ્રષ્ઠ કરવાનો હતો. પણ પાછળથી આપણો વિચાર બદલાયો છે અને આપણે આખી રાજસત્તાનોજ નાશ કરી ગોમતીપુરમાં સ્વતંત્ર પ્રજાકીય રાજ્ય સ્થાપવાનો નિશ્ચય કર્યો છે. આપણો આ નિશ્ચય પાર પાડવા, આપણે એક ભયાનક ષડયંત્ર રચ્યું છે. અત્યાર સુધી એ ષડયંત્ર ચાલ્યું છે. હવે આપણી યોજનાનો છેલ્લો તબકો અમલમાં લાવવાનો પ્રયત્ન મેં આરંભ્યો છે. પણ એમાં શાંતિપૂર્વક સફળતા મળે, એવો સંભવ નથી. ગોમતીપુરના મહારાજા તરફથી આવતી તારીખ પહેલા માર્ચે એક પ્રજાકીય જાહેરનામું બહાર પાડવામાં આવનાર છે. પણ રાજ્યના ભાયાતો એ જાહેરનામા સામે બળવો કરી, રાજસત્તા હાથમાં લેવા માંગે છે."

તે ગૃહસ્થે પોતાનું વક્તવ્ય આગળ ચલાવ્યું, "રાજસત્તા જનતાના હાથમાં આવે, એથી રાજાની અને તેથી પરોક્ષ રીતે ભાયાતોની સત્તા નાબુદ થાય, એ ભાયાતો સહન કરી લેવા તૈયાર નથી. હવે જે સમયે ગોમતીપુરના મહારાજા દરબારમાં પોતાની સત્તાનો ત્યાગ કરશે અને સંસ્થાનને પ્રજાકીય સરકારવાળા રાજ્ય તરીકે જાહેર કરશે, તેજ વખતે એ જાહેરનામાનો ઇન્કાર કરી, બળવો કરવાનો ભાયાતો, રાજ્યના વફાદારો અને મુંડીવાદીઓએ ઠરાવ કર્યો છે, એ બળવા વખતે આપણે ખરેખરૂં કાર્ય કરવાનું છે. એ બળવામાં જો ભાયાતો અને શ્રીમંતોના હાથમાં સત્તા ગઈ, તો હંમેશને માટે ગોમતીપુરનું રાજ્ય, એ શ્રીમંત વર્ગનું ગુલામ બની જશે. આમ ન થવા દેવાના કાર્યની પાછળ બધો પરિશ્રમ અને શક્તિ આપણે ખરચવાની છે."

" એ ગૃહસ્થ પોતાનું વકર્તવ્ય પૂર્ણ કરીને બેસી ગયો. તરતજ પ્રોફેસર શીવમૂર્તિ ઉભો થયો. શીવમૂર્તિ બોલ્યો: " આપણા મંડળના ઉદ્દેશો અને નિયમો સાથે હું સહમત છું તથા જે કાર્યક્રમ જાહેર થાય, તે પાળવા હું બંધાએલો છું. તે સિવાય બીજી કોઈ વાત હું જાણુતો નથી કે સમજતો નથી. સમજવા પણ માંગતો નથી. પણ એટલી વાત ચોક્કસ છે, કે તમે રાજ્ય સામે ખુલ્લો બળવો જાહેર કરો અને યુદ્ધ થાય, તે વખતે વિજ્ઞાનના સઘળા ઉપકરણો, કે જે મારી પાસે તૈયાર છે; તે તમારી સેવામાં હાજર થશે. મારો વિચાર એ ઉપકરણોનો તમને ખ્યાલ આપવાનો છે. મેં અત્યંત પરિશ્રમે મૃત્યુ પ્રવાહ નામનો એક પ્રકાશીત પ્રવાહ શોધી કાઢ્યો છે. એ પ્રવાહ વડે તમે એક સાથે હજારો માણસોને મારી નાંખી શકશો એના બોંબ તૈયાર કરી, તે વિમાનમાંથી ફેંકીને, તમે ભયંકર ઉલ્કાપાત મચાવી શકશો, અથવા બીજી હરકોઇ રીતે તમે એ પ્રવાહ ઉપયોગમાં લઇ શકશો."

થોડી વાર રહી ફરીથી શીવમૂર્તિએ બોલવાનું શરૂ કર્યું. " આ યોજનાર્થે તમે ઠરાવો તે દિવસે આપણે આપણા પુરતા બળ સાથે–બધા માણસો સાથે, લાલ બંગલામાં ગોમતીપુર ખાતે હાજર રહેવાનું છે. તે દિવસે જાહેર બળવાને માટે જેટલા ગ્યાસના બોંબ જોઈશે, તે સઘળા ત્યાં હાજર રહેશે. તે ઉપરાંત અહીંથી એક મોટો પાઇપ એ બંગલામાં લઇ જવામાં આવશે. મૃત્યુ કિરણોનો સીધો પ્રવાહ અહીંથી તે બંગલામાં લઇ જવામાં આવશે અને વફાદાર નોકરો, લશ્કર અને સરદારોનો કચ્ચરઘાણ કાઢવાના કાર્યમાં એનો ઉપયોગ થશે."

જે ઓરડામાં આ મિજલસ જામી હતી, તે ઓરડાની બહાર એક નાનો સાંકડો દાદર હતો. ઓરડાને અને દાદરના મૂખ્યદ્વારને એક નાની સાંકડી શેરી જોડતી હતી જે વખતે આ રૂમમાં આ કાર્યવાહી ચાલી રહી હતી, તેજ વખતે આ ગઢમાં કોઈ ભેદી વ્યક્તિ ભયંકર કામ કરી રહી હતી. અત્યંત થોડા સમયમાં તેણે ગઢના સઘળા ભાગો જોઇ નાંખ્યા હતા અને એ વ્યક્તિ હમણાં જે રૂમમાં વાતચીત ચાલી રહી હતી, તે રૂમની બાજુમાં જ ઉભી હતી. તેણે ધીમે રહીને રૂમની એક દિવાલ, જે સદંતર લોખંડની હતી, તેમાં એરરિવોલ્વરથી એક કાણું પાડી નાંખ્યું હતું અને તેમાંથી માઇક્રોફોનની એક નાની નળી, એ રૂમમાં પસાર કરી હતી. એ નળીને છેડે એક નાનું અવાજ ગ્રાહક બોકસ હતું. તેની સાથેની નળી ડોકટરના થાઇમોસ્કોપની માફક પેલી વ્યક્તિએ પોતાના કાનમાં પહેરી હતી અને આ ભયાનક ઓરડામાં અત્યંત છુપી રીતે, જે વાતો થઇ રહી હતી, તે સઘળી વાતો તે ભેદી વ્યક્તિ સાંભળી રહી હતી. સભાસદોએ આ રૂમમાંથી ઉઠવાની શરૂઆત કરી, તેજ સાથે પેલી વ્યક્તિએ પણ ત્યાંથી પ્રયાણ કર્યું અને પેલા નાના દાદરની પાસે જે સાંકડી શેરી હતી, તેની બાજુમાં પેલી વ્યક્તિ જઇને ભીંત પાછળ ઉભી રહી. તરત જ તેણે ત્યાંની દિવાલ પણ ભેદી નાંખી. તેમાં એક છિદ્ર પાડયું અને છિદ્રવાટે પોતાની રિવોલ્વરની અણી તેમાં પસાર કરી!

સભાસદોને મોખરે પક્ષનો સરદાર પેલો ગૃહસ્થ, તેની રૂઆબદાર છટાથી ચાલતો હતો. તેણે જેવો એ સાંકડી શેરીમાં પગ મૂક્યો, તેજ પળે બાજુએથી તાકવામાં આવેલી રિવોલ્વરમાંથી ગેસની એક શેર છૂટી. સરદારના કપાળ પર સહજ મંકોડી કરડી હોય, તેવો આઘાત થયો, પણ તેને દાદ આપ્યા વિના તે નીચે ઉતરી ગયો. મિજલસ પુરી થઇ.

બધાને વિદાય આપીને નરેન્દ્રમોહન અને શીવમૂર્તિ પાછા ફર્યા અને તેમની ઓફિસમાં જઇને બેઠા. એટલામાં શીવમૂર્તિને પોતાના એક યંત્રની તપાસણી માટે દુર્દર્શિકાની જરૂર પડી આવવાથી, શીવમૂર્તિ ત્યાંથી ઉઠ્યો અને તેની ખાનગી રૂમમાં દાખલ થયો!

પણ ખાનગી રૂમમાં દાખલ થતાં જ તેણે મોટેથી ચીસ પડી! ચીસ સાંભળીને નરેન્દ્રમોહન ત્યાં દોડી ગયો. નરેન્દ્રે પૂછ્યું: "શું છે?"

"ગજબ થયો! દગો થયો! મારા રૂમમાંથી મારી "માઇ ઓન લાઇફ" નામની ડાયરી, કામના કાગળો, યંત્રોના નમુના વગેરે કોઇ ઉઠાવી ગયું છે! મેં મારી શોધખોળના સઘળા ભેદો, મૃત્યુકિરણો તૈયાર કરવા માટેની દવાઓ અને બીજા ઉપકરણોના પ્રીસ્ક્રીપ્શનો અને હું કોણ છું, સરદાર કોણ છે, અને તેણે કેવો પ્રપંચ રચ્યો છે, તેની બધી કથા આપી છે! હાય! હવે શું થશે?"

નરેન્દ્રમોહને એકદમ સિપાઇને બૂમ મારી: "જુઓ, તો પેલી બાઈ તેના રૂમમાં છે કે નહિ વારૂં?"

સિપાઇ તે બાઇને—મીસ સેલને આપેલો રૂમ જોવા ગયો! પણ અફસોસ, રૂમને અંદરથી સાંકળ મારેલી હતી. સાંકળ તોડીને શીવમૂર્તિ અને તેના સાથીઓ અંદર દાખલ થયા. અંદર કોઇ ન હતું. માત્ર રૂમની પાછલી લોખંડી દીવાલ એરગ્યાસથી વીંધી નાખીને તેમાંથી નાસી શકાય એવું મોટું બાકું પાડવામાં આવ્યું હતું!

શીવમૂર્તિ ગાંડા જેવો બની ગયો અને તેણે આમથી તેમ દોડા દોડી કરી મૂકી! તેની જીંદગી આજે છુટી પડી હતી! તેની સઘળા સંસારને સુકવી નાંખતી ભયાનક રાક્ષસી શોધો તેને માટે આજે માટીમાં મળી ગઇ હતી. તેની પાસે મૃત્યુ કિરણોની નવી બનાવટ માટે

આજે કાંઇ આધાર ન હતો.તેને માથે ચકકરો આવી ગયા અને તે નીચે તૂટી પડ્યો? નરેન્દ્રમોહને લાઇટ સળગાવી. લાઈટના અજવાળામાં તેણે એક ભીંત ઉપર લખાએલા નીચલા શબ્દો વાંચ્યા : "વિજ્ઞાનનો ઉપયોગ મનુષ્યના સંહાર માટે નથી, સંસારના ઉપકાર માટે છે? "મીસ સેલ."

× × ×

આજે ગોમતીપુર શહેરમાં એક અત્યંત જરૂરી કાર્યની તૈયારી થઇ રહી હતી. રાજદરબારના વિવેકભુવન નામના ઓરડામાં જરૂરી કાર્યસર ગોમતીપુર સામ્રાજ્યના ત્રણ જાણીતા ઓફીસરો ભેગા થયા હતા. એક જાણીતા અને વિશ્વવિખ્યાત ડિટેક્ટીવ શ્રી. નરહરિ હતા. બીજી તેની જીવનસંગીની અને અગત્યના કાર્યોમાં તેની સાથીદારણ હૃદયેશ્વરી માયા હતી. ત્રીજા સ્થાનિક સરકારના હોમમેમ્બર શ્રીયુત્ વિભાકર હતા.

ત્રણે જાણે ભેગા થઇને કોઇક અત્યંત ગંભીર બાબત વિચારી રહ્યા હતા. જરા વાર રહી માયા બોલી: "સ્વદેશ સેવા સંઘના માણસોનું કાર્ય એવું છે, કે આજની દુનિયા એ કાર્યને જરૂર પસંદ કરશે. એક જમાનો એવો હતો, કે જ્યારે રાજા, દેવોનું પ્રતિક મનાતું હતું અને તેના પગ લોકો ખુશીથી માથે મુકાવતા હતા. આજે સ્થિતિ પલટાઇ છે. આજે સમય એવો છે, કે લોકો સ્વયં રાજાને માથે પગ મુકવા તૈયાર થયા છે! એટલે કદાચ ડાકુઓ એવું જાહેર કરશે, કે તેઓ રાજસત્તા પ્રજાના હાથમાં લેવા માટે લડી રહ્યા છે, તો તેનું પરિણામ એ આવશે કે પ્રજાનો તેમને સહકાર મળશે અને આપણા હાથ કદાચ હેઠા પડશે"

નરહરિએ માયાના શબ્દોને પુષ્ટી આપતા કહ્યું, "તમારી વાત કેવળ સાચી છે. આજનો યુગ જનસત્તાનો છે. પ્રજા પોતાના હાથમાં અધિકાર લેવા માંગે છે. સ્થળે સ્થળે રાજાઓ વિરૂદ્ધ બંડો જાગ્યા છે અને જગતભરમાં પ્રજાતંત્રનો પવન ફેલાયો છે. તે જોતાં આપણે પણ ચેતવાની જરૂર તો છેજ. પણ રાજવિદ્રોહીઓ કાંઈપણ કરે, તે પહેલાં મેં તેમની જમણી પાંખ કાપી નાંખી છે."

"એટલે"

"એનો અર્થ હું તમને સારી રીતે સમજાવી દેવા માંગુ છું. હું ત્રણ દિવસ ઉપર ડાકુઓના સુપ્રસિદ્ધ સ્થાન ચુનારગઢમાં એક અમેરિકન પ્રવાસી મહિલાનો બનાવટી વેશ લઈને, દાખલ થઈ ગયો હતો. એ વખતે ત્યાં ક્રાંતિકારીઓની મિજલસ જામી હતી:! આપણે જેને ડાકુઓ કહીને તીરસ્કારીએ છીએ, તેજ ગૃહસ્થો, મેં જોયું છે, કે મોટામાં મોટા સમર્થ સત્તાધારીઓ અને વિજ્ઞાનવાદીઓ છે. અને તેઓ અજબ હિમત અને અપૂર્વ એકતાથી કામ કરી રહ્યા છે."

"તે તો ઠીક, પણ પછી તમે ત્યાં જઈને શું કર્યું?"

"મેં ત્યાં જઈને કેટલીક મહત્વની માહિતી મેળવી છે. વિદ્રોહીઓ રાજ્ય સામે ખુલ્લો બળવો જાહેર કરવા માંગે છે. એ વખતે તેઓ કેવી રીતે બળવો શરૂ કરશે, શહેરમાં તેમના થાણા ક્યાં રહેશે અને તેઓ શી શી ભયાનક પ્રવૃત્તિઓ આદરશે, એની તેમને મોઢેજ બોલાતી વિગતો મેં સાંભળી છે પરંતુ તેમના એ કાર્યોની સફળતાનો આધાર જ મેં કાપી નાંખ્યો છે."

"હું તેની જ વિગતો જાણવા માટે ઇંતેજાર છું."

"વિદ્રોહીઓનો આપણી સાથેની લડતમાં મુખ્ય આધાર, તેમણે શોધીકાઢેલા મૃત્યુકિરણો ઉપર છે. એ કિરણોણાં એવી શક્તિ છે, કે તેના સ્પર્શથી લોખંડ, પોલાદ કે ગમે તે ધાતુની જાડી અને મજબુત પ્લેટો પણ ઓગાળી દઇ શકાય છે; અને એ કિરણોનો શરીરને સ્પર્શ થતાં જ તેની અસર એકંદમ આખા શરીર ઉપર થવા માંડે છે. વિજળીક કરંટ જેવી રીતે માણસોને ક્ષણવારમાં જ મારી નાંખે છે, તેજ પ્રમાણે આ મૃત્યુ કિરણો પણ પ્રાણીના લોહીને સુકવી દઈ. તેને મારી નાંખે છે"

"તમે એ શકિતનું વર્ણન કરો છો, તે એવું ભયાનક છે, કે જે સાંભળીને જ ઘણા માણસોના હોંજાજ ગગડી જશે. જો એમણે એવી શોધ કરી હોય, તો તો તેઓ આખા જગત ઉપર પોતાનું અધિરાજ્ય સ્થાપી શકશે. જગતની ગમે તેવી બળવાનમાં બળવાન સલ્તનતને તેઓ નમાવી શકશે અને જળ, સ્થળ અને હવામાં તેઓ પોતાનો વિજય વાવટો ફરકાવી શકશે!"

"ખરેખર તેમજ છે, આપણા ગોમતીપુરનો વિસ્તાર ભારત વર્ષના મુંબાઇ શહેરથી લગભગ બમણો છે, પણ આવા મોટા શહેરને પણ તારાજ કરવાને દસ પાઉન્ડ મૃત્યુકિરણો બસ થશે અને જ્યારે એ મૃત્યુકિરણોનો શહેર ઉપર મારો થશે, ત્યારે નીચે પ્રમાણેનો ઉલ્કાપાત વ્યાપી જશે. એકજ પળમાં શહેરના પશુ, પક્ષી અને માણસો વિજળી પડી હોય, તેમ ફાટી જશે! ઘરો અને બીલ્ડિંગોમાં વપરાએલી ધાતુની પ્લેટો પ્રવાહી થઇ, તે વહી જશે અને લાકડાની ચીજો અને સઘળા જવાલાગ્રાહી પદાર્થો એકદમ સળગી ઉઠશે. વિદ્રોહીઓ પાસે જ્યારે આવી પ્રચંડ સામગ્રીઓ છે, ત્યારે તેઓ ધારે તો એકજ ક્ષણમાં આપણને ઉડાવી શકે."

"તો પછી તમે એની સામે શો ઉપાય યોજ્યો છે?"

"મેં એક મોટામાં મોટું કાર્ય કર્યું છે અને તેમ કરીને ડાકુઓની આખી શોધને ધૂળ મેળવી દીધી છે. જેમ અમુક દ્રવ્યોના સંયોગથી વિજળી પેદા થાય છે, તેજ પ્રમાણે અમુક ચોક્કસ દ્રવ્યોને ચોક્કસ રીતે ભેગા કરવાથીજ મૃત્યુપ્રવાહ ઉત્પન્ન થાય છે. આ દ્રવ્યો કેવા રીતે ભેગા કરવાં, તેને લગતી વિદ્રોહીઓના વિજ્ઞાનશાસ્ત્રીની નોંધ-પોથી હું ઉઠાવી લાવ્યો છું અને મને આશા છે, કે હવે એ વિધિ અને એ દ્રવ્યો શોધી કાઢવાં, એ પ્રો. શીવમૂર્તિ માટે અશક્ય ઘટના છે."

"પણ પ્રો. શીવમૂર્તિએ અત્યાર સુધીમાં જેટલા મૃત્યુકિરણો તૈયાર કર્યા હશે, તેનું શું? જો એ કિરણોની શક્તિ આટલી બધી જવલંત છે, તો તૈયાર થએલો કિરણોનો જથોજ આપણો સર્વ નાશ કરવાને માટે બસ થશે."

"એ તમારી વાત તદ્દન સાચી છે. મને પણ એ વાતનો મોટો ભય હતો અને તેથી પહેલેથીજ એ બાબતમાં મેં યોગ્ય વિચારણા કરી હતી. પ્રો. શીવમૂર્તિએ જે મૃત્યુકિરણો તૈયાર કર્યા છે, તે તેણે એક કાચની ટાંકીમાં ભરી રાખ્યા હતા. એ ટાંકીનો નળ મેં ત્યાંથી નાસી આવતી વખતે તોડી નાંખ્યો હતો. પણ મેં એવી યોજના કરી હતી, કે મારા ત્યાંથી પસાર થઈ ગયા પછી, અડધા કલાકે એ નળ તૂટી પડયો હશે. એ નળ તૂટી પડયો હશે, તેજ પળે ચુનારગઢના કિલ્લામાં ઉલ્કાપાત મચી ગયો હશે."

જરા વાર રહી માયાએ ફરીથી બોલવાનું શરૂ કર્યું: "તમે ખરેખર વિદ્રોહીઓને બરાબર તમાચો માર્યો છે, પરંતુ હવે એ લોકો મૃત્યુકિરણોની ફરી શોધ કરે, તે પહેલાં આપણે એમની હસ્તી નાબુદ

કરી દેવાની જરૂર છે. જો આપણે એમ નહિ કરીશું, તો તેઓ સહેલાઇથી પાછા પગભર બની જશે!"

"માયા!" નરહરિએ કહ્યું; "તમારી વાત તદ્દન સાચી છે. પરંતુ ચુનારગઢ ઉપર હુમલો કરતા પહેલા આપણે બીજી કેટલીક તૈયારી કરી લેવાની જરૂર છે. હું ધારું છું કે વિદ્રોહીઓના વિજ્ઞાનની હિલચાલનો જવાબ આપણે વિજ્ઞાનથી જ આપવો જોઇએ. જે પ્રિસ્ક્રીપ્શનો હું લઇ આવ્યો છું, તેને આધારે મૃત્યુકિરણો બનાવીને એનો જ આશ્રય લઇને ચુનારગઢને તારાજ કરવો, એવી મારી ઇચ્છા છે. કહો મી. વિભાકર, તમે શું કહો છો?"

"તમારું કહેવું તદ્દન સાચું છે."

માયા બોલી: "આપણી લેબોરેટરીનો તો નાશ થઇ ગયો છે, હવે તમે વિજ્ઞાનના આ નવીન આવિષ્કાર માટે શી ગોઠવણ કરશો!"

"એ ગોઠવણો તો મેં કરી નાખી છે. મારી લેબોરેટરીમાં મેં તમે લખી જણાવેલા તમામ દ્રવ્યો મંગાવી રાખ્યા છે. એ દ્રવ્યોને વિધિ પ્રમાણે એકત્ર કરી રાખવામાં આવશે. કાલે રાત્રે એ દ્રવ્યોના મિશ્રણની ભઠ્ઠી બનાવીશું, પરમ દિવસે સાંજે કિરણો તૈયાર થશે. એ કિરણો તૈયાર થયા પછી, તેનો પ્રયોગ કરી જોઇશું. તે પછી જ આગળ પગલાં ભરવામાં આવશે." વિભાકરે કહ્યું.

નરહરિ બોલ્યા: "મી. વિભાકર! મારો વિચાર પણ પહેલાં તો એમ જ હતો કે કિરણો બનાવવા માટે જે ક્રિયા કરવી પડે છે, તે આવતી કાલે રાત્રે કરીશું. પણ હવે મેં એ વિચાર બદલ્યો છે. હું ધારું છું કે જો આપણે કાલે સવારે જ એ કાર્ય કર્યું હોય તો કેમ? એમ કરવાથી કાલે રાત્રે કિરણો તૈયાર થશે, એટલે આપણે બીજે દિવસે બપોરે એનો ઉપયોગ કરી શકીશું!"

વિભાકર બોલ્યા: "જો એમ જ હોય તો પછી હું અહીં ખોટી થતો નથી. મારે કેટલાક યંત્રો સુધારવા પડશે તે કાર્ય હું જઇને કરતો થાઉં, એટલામાં તમે તમારી નોંધપોથી વગેરે લઇને આવી પહોંચો."

નરહરિએ કહ્યું, "વારૂ." નરહરિનો ઉત્તર સાંભળીને વિભાકર તરતજ ત્યાંથી રવાના થઇ ગયો. નરહરિ વિભાકરની પાછળ લાંબે સુધી જોઇ રહ્યા. વિભાકર પુરેપુરો બહાર ચાલ્યો ગયો છે, એવી તેની ખાત્રી થતાં, નરહરિએ માયાને કહ્યું. "માયા! હું તમને એક અત્યંત ગુપ્ત કાર્ય સોંપવા માંગું છું. કાર્ય જેટલું ગુપ્ત છે તેટલું જ ભયંકર છે. બોલો, તમે એ ગંભીર સાહસ ઉઠાવી શકો છો?"

માયા નરહરિની સામે ગંભીર મોઢે જોઇ રહી. તેણે જવાબ ન આપ્યો.

નરહરિ બોલ્યા: "કેમ તમે મુંગા રહો છો?"

માયાએ કહ્યું: "કેમ તમે આવો પ્રશ્ન કરો છો?"

"હું સમજું છું માયા! કે તમે જબરા સાહસિક છો. મોતની સાથે મસ્તી માણવામાં તમને લગ્નની મોજ કરતા વધારે આનંદ આવે છે, એ પણ સાચું છે. પણ છતાં આજે તમને આ પ્રશ્ન પૂછવાનું કારણ એ છે, કે તમે જો તમારા કાર્યમાં જરાપણ ચુકી જશો, તો મોત તમારો સામનો કરવા તૈયાર જ છે. તરત જ તમને વીંધી નાખવામાં આવશે!"

"તો તમે મને વીંધી નાખનારનું વેર લેજો!"

"જરૂર! જરૂર! તને એક તમાચો મારનારનો હું આખો હાથ ચીરી નાંખવા તૈયાર છું, પણ તમારી સામે જે ભય છે; એ તો મારે તમારી સામે રજુ કરવો જ જોઇએને! એ ભય જાણીને હવે તમે એ પંથે પગલાં ભરો, એ વધારે ઠીક છે."

"મને એ સઘળું મંજુર છે"

"તો મારી પાસે આવો" માયા ઉઠીને નરહરિની પાસે આવીને બેઠી નરહરિએ આમ તેમ જોવા માંડ્યું. વિશાળ ઓરડામાં બીજું કોઇપણ મનુષ્ય ઉપસ્થિત નથી, એની ખાતરી કરી લીધા પછી નરહરિએ એક ઘણીજ ગુપ્ત વાત માયાને કહી. માયા આ ઘટના સાંભળીનેજ ચમકી ઉઠી! માયા બોલીઃ "તમે આ શું કહો છો? એ પોતેજ વિદ્રોહીઓનો સરદાર! અરે, તેમનો નેતા!"

"મારી ગણત્રી પ્રમાણે એજ બધી ખરાબીનું મુળ છે. પણ એ અનુમાનો મજબૂત કરવા જ હું તમારી પાસે આ વસ્તુની વધારે ખાતરી કરાવવા માંગું છું"

નરહરિ અને માયા બંને ઉઠયા અને તેઓ વિચાર ભુવનમાંથી અંદરના ભાગમાં પ્રવેશ કરીને આગળ ગયા! ચોક્કસ ઓરડા પાસે આવીને નરહરિ અને માયા ઉભા રહ્યા. અહીં બારણે બે સિપાઇઓ ઉભા હતા. નરહરિએ એક નાની ટયુબ કાઢીને દૂરથી દબાવી. તરત જ પેલા સિપાઇઓ બેભાન થઇને નીચે ઢળી પડયા. નરહરિ અને માયા બારણાંની નજીક ગયા.

નરહરિએ બારણામાં ચોક્કસ સ્થળે એક નાનું ક્ષત પાડયું અને અંદર જોયું. અંદર મહારાજા શાંતિથી સુતા હતા. એક નજીકના પલંગ ઉપર મહારાણી નિદ્રા લઇ રહ્યા હતા. માયાને ગમે ત્યારે રાજ મહાલમાં આવવાની છૂટ હતી તેણે બારણા ઉપરનું બટન દબાવ્યું. થોડીવારે મહારાણી જાગૃત થયા અને તેમણે બારણું ખોલ્યું.

"આપની નિદ્રા ભાંગવા માટે હું દિલગીર છું એક ઘણા જ અગત્યના કાર્ય માટે મારે અત્યારે ને અત્યારે જ આપની પાસે

આવવું પડ્યું છે, તે માટે હું આપની ક્ષમા માગી લઉં છું" માયાએ નમ્રતાથી કહ્યું.

"કોણ માયા!" મહારાણીએ માયાની સામે જોઇને પ્રશ્ન કર્યો. "આવો આવો; કેમ અત્યારે આવવું પડ્યું ?"

માયા બોલી: "મારે અત્યારે અરધાએક કલાક પછી ઉપડી જતી ટ્રેનમાં, મારા પિયર જવું છે. એટલા માટે હું આપનો હીરાકંઠો લેવા આવી છું, જો આપને વાંધો ન હોય અને માત્ર બે દિવસને માટે પણ એ કંઠો આપ આપી શકો, તો આપની ભારે કૃપા થાય!"

"એ શું બોલ્યા? તમે મોઢામોઢ માંગણી કરો અને હું તે કબુલ ન કરૂં એ કદી બને? બેસો, અત્યારે જ લાવી આપું છું" એમ કહી મહારાણી નજીકના ઓરડામા ગયા. તેજ પળે માયા ઝપાટાબંધ ઉઠી. તેણે પોતાની પાસેનો એક કાચ કાઢ્યો અને તે કાચમાંથી મહારાજાના કપાળ ઉપર ધારી ધારીને કાંઇક જોવા લાગી. થોડી જ વારમાં તેણે પોતાનું કાર્ય અટોપી લીધું અને તે મહારાણીના આગમનની વાટ જોતી બેઠી.

એટલામાં મહારાણીજી હાર લઇને આવી પહોંચ્યા. તેમણે માયાને હાર આપ્યો માયા હાર લઈને બહાર આવી અહીંથી રાજમાતા યશકુમારીના ખાનગી ઓરડામાં જઇને માયાએ કેટલીક તપાસ કરી અને તે પછી તે તરત જ પાછી ફરી. બહાર એક બાજુએ નરહરિ ઉભો હતો. નરહરિનો માયાએ હાથ પકડી લીધો અને તેઓ ઝપાટાબંધ પાછા નીકળી ગયા. નરહરિ અને માયા ઘેર આવીને તેમના કાર્યમાં પરોવાઇ ગયા, મોડી રાતે તેમણે કાર્યક્રમ પૂરો કર્યો અને તેઓ સુઇ ગયા

બીજે દિવસે સવારના પહોરમાં, નરહરિને વિભાકરનો ટેલીફોન મળ્યો. ટેલીફોન બહુ જ ટુંકો હતો, તેમાં એટલું જ જણાવવામાં આવ્યું હતું કે

લેબોરેટરીની સઘળી વ્યવસ્થા થઇ ગઇ છે અને યંત્રો ગોઠવાઇ ગયા છે, માટે મૃત્યુકિરણો તૈયાર કરવાના યંત્રો અને તેની નોંધપોથી તાકીદે મોકલી આપો. નોંધપોથી વગેરે લેવાને માટે તેમના પર્સનલ સેક્રેટરી ગંગાધર દિવાનને મોટર લઇને મોકલવામાં આવ્યા છે." ટેલીફોનનો સંદેશો નરહરિએ બરાબર સાંભળી લીધો અને તેઓ એ સંદેશા પરત્વે કાંઇક વિચાર કરવા લાગ્યા.

માયા ચહાપાણીની તૈયારી કરી રહી હતી. તેણે બે કપ ચહા બનાવી લીધી અને કપ ભરી આણીને ટેબલ ઉપર મૂકયા. એટલામાં બારણે મોટરનું હોર્ન વાગ્યું. થોડી વારમાં દિવાન અંદર આવ્યા. દિવાનને અને નરહરિને ઝાઝો પરિચય ન હતો. નરહરિએ પૃછયું: "દિવાન તમારૂં નામ છે કે? કયાંથી આવો છો?"

"મને શ્રી. વિભાકર સાહેબે મોકલ્યો છે ગઈ કાલે તમે એમની સાથે જે યંત્રો સંબંધી વાતો કરી હતી અને ફોનમાં અત્યારે તેમણે તમને જે યંત્રો સંબંધે પૂછાવ્યું છે, તે યંત્રો અને તેને લગતી નોંધો તેમણે મંગાવી છે."

"તમને સાહેબે જાતે મોકલ્યા છે, નહિ?"

"હાજી!" દિવાને ટુંકો જવાબ વાળ્યો.

નરહરિ ઉઠયા અને તેમણે તિજોરી ખોલીને તેમાંથી એક બેગ બહાર કાઢી. લોખંડી પતરાની આ એક મજબુત પેટી હતી. પેટીમાં શું હતું, તે ફકત તેઓ પોતેજ જાણતા હતા. તેમણે દિવાનને બેગ આપતા કહ્યું: "મીસ્ટર દિવાન! આ બેગમાં કેટલાક ભયંકર યંત્રો છે. આ યંત્રો એટલા બધા અગત્યના છે, કે જો તે ખોવાઇ જશે,

તો બીજા મળવા મુશ્કેલ છે. આથી બેગ સંભાળીને લઇ જજો અને ત્રિભાકર સાહેબને આપજો."

"તેની આપ ચિંતા ન રાખો. ગમે તેવા કિંમતી યંત્રો હશે, તો પણ તેની હરકત નથી. મારા હાથે જરા પણ ભાંગતોડ થયા વિના તમારી પેટી જેમની તેમ સાહેબને મળશે. તેમ છતાં આપને જો એમ લાગતું હોય, કે પેટીની સાથે આપની હાજરી પણ જરૂરી છે, તો આપ મારી સાથે આવી શકો છો—નીચે મોટર ઉભી છે."

"નહિ, નહિ; મીસ્ટર દિવાન!" નરહરિએ કહ્યું, "મને કાંઇ તમારો અવિશ્વાસ નથી. તમે કાંઇ સગીર નથી કે આવી મહત્વની ચીજને પણ સાચવી ન શકો. બેશક, પેટી લઈ જાઓ." નરહરિની આજ્ઞા મળતાંજ દિવાને પેટી ઉંચકી લીધી અને તે નીચે ઉતરી પડયો. નીચે મોટર ઉભી હતી. દિવાન પેટી લઇને મોટરમાં બેઠો અને તરતજ મોટર ચાલુ થઈ.

નરહરિ મોટરનો વેગ અને મોટર કઈ દિશાએ જાય છે, તે વસ્તુ ધ્યાનપૂર્વક જોઇ રહ્યો હતો. માયા ચહાનો કપ કરી જવાથી ધરતીકંપ થઇ જતો હોય તેવો કચવાટ અનુભવી રહી હતી. તેણે બૂમ મારી: "ચહા પી જાઓને, મોટરમાં શું જોવાનું છે? આટલી જીંદગીમાં મોટર દીઠી નથી?"

સહેજ હાસ્ય કરતા નરહરિએ જવાબ આપ્યો: "માયા! ખરેખરજ મેં ઘણી મોટરો જોઈ છે, પણ આવી મોટર કદી નથી જોઇ હાં. તેં પણ જો ધ્યાન દઇને આ સઘળો બનાવ જોયો હોત, તો તે તો અહીંજ એ મોટરને કેદ પકડી લેવાનો નિર્ધાર કરી નાંખ્યો.

હોત." નરહરિ આમ બોલતા બોલતા આવીને ખુરસી ઉપર બેઠા અને તેમણે ચહા પીવાની શરૂ કરી.

માયાએ બે રકાબી ચહા પેટમાં ઠેલવી દીધી. હવે તેને ડુબી જતી દુનિયા, કોઇએ અદ્ધર પકડી રાખી હોય, તેવો સંતોષ થયો. તેણે નરહરિના મુખ સામે જોઇ રહેતા પ્રશ્ન કર્યો: "એમ કેમ બોલો છો? શું એ મોટરમાં કાંઇ નવાઇ જેવું હતું?"

"ઘણી ચીજ નવાઇ જેવી હતી. પહેલી વાત તો એ છે, કે જેના ઉપર સામ્રાજ્યની હસ્તીનો અને જીવન મરણનો આધાર છે, તે ચીજ લેવાને માટે વિભાકર જેવા જોખમદાર અધિકારી પોતાના એસિસ્ટંટને મોકલે અને જાતે ન આવે, એ જરા નવાઇ ભર્યું છે. બીજી વાત એ, છે કે મોટરમાં બેસીને આવનારો માણસ પોતાને દિવાન તરીકે ઓળખાવતો હતો, પણ તેમાં મને કાંઇક દગો હોય એમ જણાતું હતું!"

માયા જરા ઉશ્કેરાઇને બોલી: "જો એમજ હતું, તો પછી તમારે દિવાનને જવા દેવાની જરૂર શી હતી! જો તે ડાકુઓનો મળતીયો હોય, તો પછી તેને કેદ જ પકડવો જોઇતો હતો."

"મેં એક ગંભીર હેતુથી તેમ કર્યું નથી. મેં ચુનારગઢના કિલ્લામાંથી પ્રોફેસર શીવમૂર્તિની નોંધપોથી ઉઠાવી આણી છે. એ નોંધપોથીમાં મૃત્યુકિરણો કેવી રીતે બનાવવા એની વિગત છે. જો એ નોંધપોથી આપણી પાસે છે, એવી વિદ્રોહીઓને ખબર પડે, તો તેઓ એ પણ સહેજે જાણી લે, કે હવે આપણે ત્યાં પણ મૃત્યુકિરણો તૈયાર થશે અને જો તેઓને એ વાતની ખબર પડશે, તો તેઓ આપણને મહાત કરવાના એથી પણ વધુ ભયંકર પગલાં ભરશે."

"ત્યારે એ સંકટ ટાળવા તમે શું કર્યું છે!"

"હું પણ એક ભેદી રમત રમ્યો છું. મેં નોંધપોથી આખી નવેસરથી તૈયાર કરાવી છે અને તેમાં બધા જ પ્રીસ્ક્રીપ્શનો વાંધા પડતા લખ્યા છે. આ નોંધપોથી ડાકુઓ લઇ જશે, તમને એવો સંતોષ થશે કે હવે આપણે મૃત્યુકિરણો બનાવી શકીશું નહિ; એમ ધારીને તેઓ આપણી સામે કોઈ જલ્લાદ પગલાં પણ નહિ ભરે!"

"તો શું તમારી એ ધારણા છે કે મોટરમાં આવનારો માણુસ વિદ્રોહીઓએ મોકલેલો માણુસ હતો અને તે વિભાકરનો માણુસ નહોતો?"

"એને માટે મને ખાતરી છે."

આ વાતચીત ચાલે છે, એટલામાં વિભાકર ત્યાં આવી પહોંચ્યા. નરહરિએ તેમને આવકાર આપતા કહ્યું, "આવો વિભાકર! તમારા સેક્રેટરી મી. દિવાન હમણાંજ અહીં આવી ગયા અને મારી પાસેથી મૃત્યુકિરણો કેવી રીતે પેદા કરવા તેની પ્રો. શીવમૂર્તિની નોંધપોથી તથા તેને લગતા બીજા સાધનો લઇ ગયા છે."

વિભાકર આશ્ચર્યથી નરહરિ સામે જોઇ રહ્યો. તે બોલ્યો: "આજે કાંઈ ભેજું ખસી ગયુ હોય એમ લાગે છે! મારો સેક્રેટરી કેવોને વાત કેવી! તે તો આજે આઠ દિવસથી હોસ્પિટલમાં છે. મેં કોઇને અહીં મોકલ્યો જ નથી."

"એમાં મારે સમજવા જેવું કાંઇ નથી. તમારો માણુસ જાતે મારી પાસે આવ્યો હતો. તે પહેલાં મને તમારો ફોન મળ્યો હતો. આથી મેં સઘળી ચીજો તમારા માણુસને આપી દીધી છે. હવે જો એ બાબતમાં કાંઇ ગરબડ થશે, તો મારે સરકારને રિપોર્ટ કરવો પડશે."

નરહરિ છેલ્લું વાક્ય બોલતા હસી પડયા! તે માયા તરફ જોઈને બોલ્યા: "જોયું માયા! આખરે મેં કહ્યું હતું તેજ થયું ને! ડાકુઓજ દિવાનને નામે અહીં આવીને આ પ્રપંચ ખેલી ગયા છે, સમજી! પણ મેં આજે તેમને બરાબર થાપ આપી છે. જ્યારે તેઓ અંદરનો ખરો ભેદ પારખશે, ત્યારે તેઓ પોક મૂકીને રડયા સિવાય રહેવાના નથી. પણ હવે આપણે એક અગત્યનું કાર્ય કરવાનું છે. એ કાર્ય એ છે કે આપણે વિમાન દ્વારા ચુનારગઢ તરફ જઈને ગઢની શી સ્થિતિ થઈ છે, તે જોઈ આવવાનું છે. અને તે પછી આપણે મૃત્યુ કિરણોનો પ્રયોગ કરી જોવાનો છે. બોલો મી. વિભાકર! તમે ચુનાગઢના પ્રવાસે આવવા તૈયાર છો ને?"

"મારી ના નથી. તમે આવવા તૈયાર હો, તો હું પણ તૈયાર છું."

નરહરિ અને વિભાકર એરોડ્રોમ ઉપર જવા માટે સ્ટેશને આવ્યા. તેઓ સ્ટેશન તરફ જતા ફૂટપાથ ઉપર ઉભા હતા. એટલામાં કોઈ નરહરિના નામનું એક કવર આપી ગયું. નરહરિએ કવર લઈને ફોડયું. અને કવર વાંચવા માંડયું. તેજ પળે પાછળથી એક દોડતી મોટર આવી પહોચી. મોટરમાંથી બે કાળા હાથ બહાર નીકળ્યા અને નરહરિ અને વિભાકર બંનેને ઉંચકી લઈ, મોટરમાં દબાવી દીધા. તરતજ વાયુ વેગે ઉડતી મોટર આગળ દોડી ગઈ. સ્ટેશન સૂમસામ બની ગયું અને જાણે ગોમતીપુરની રાજસત્તા ઉપર ક્રાંતિવાદીઓએ સંપૂર્ણ વિજય મેળવી લીધો.

॥ સમાપ્ત ॥

# ભેદી ઉડાવગીર

(૧)

"હું નથી સમજી શકતો કે આપણી લેબોરેટરી ઉડાડી નાખવાનું આવું ભયાનક સાહસ એ હરામખોર નરહરી કોની હિંમત ને માહીતી ઉપર કરી શકયો?"

"તમે કેમ ભૂલો છો, પ્રોફેસર! નરહરીના હાથમાં આપણી ટોળીનો જે માણુસ પકડાઈ ગયો હતો, અને જેને તમે એના કેદખાનામાંથી ઉઠાવી લાવ્યા છો, એજ હરામખોરે કાયર બનીને આપણો આ તમામ ભેદ એને બતાવી દીધો હોવો જોઇએ."

"અલબત્ત, નહિ તો આપણુને મૃત્યુપ્રવાહની શોધને વધુ પ્રમાણુમાં વિકસાવવા પૈસાની ગંજાવર રકમની જરૂર છે. એ બાતમી નરહરીને કોને કયાંથી જાય?"

"ખરી વાત છે. નરહરીએ એજ માણુસની પાસેથી આપણી એ છુપી ખબર મેળવી લઈ મને બનાવવા પોતાના સાથીદાર એવા કીશોરને બનાવટી શ્રીમંત શેઠીઆના વેશમાં મારી પાસે મોકુલેલો. એણે મને પોતાને જમીનદારના પુત્ર તરીકે ઓળખાવી સાયન્સની કોઈ પણ નવીન શોધમાં પોતાના પિતાની લાખોની મુંડી રોકવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો અને એ નવીન શોધ જો પોતાને નજરોનજર બતાવવામાં આવે ને પોતાનું ધ્યાન પહોંચે તો બનતી મદદ કરવા વચન

આપ્યું. એની વાત પર વિશ્વાસ રાખી હું એને મારી સાથે આપણા માલીકની સંમતી મેળવી આપની પ્રયોગશાળામાં લઈ આવ્યો."

"અને ઈશ્વરનો પાડ માનો કે આપણુને વખતસર આપણા બાતમીદાર તરફથી ખબર મળી ગઈ કે એ વેશધારી જમીનદારનો પુત્ર તે નરહરીનો મોકલેલો જાસુસ કીશોર છે, એટલે જ આપણે એને કોઇ પણ જાતની પ્રયોગશાળાની માહીતી મેળવી એ સરકારી અમલદારોને કાને પહોંચાડે એ પહેલાં જ ખતમ કરી નાખ્યો."

"તેમ છતાં બનનાર વસ્તુ તો બનીને જ આખરે રહી. લાખો રૂપીયાને ભોગે અને વરસોની મહેનતે સ્થાપેલી આપણી કીમતી પ્રયોગશાળા આપણા જ હથીયાર વડે એ હરામખોર નરહરીએ જમીનદોસ્ત કરી નાખી. આપણે એની પ્રભાત ભુવનની લેબોરેટરીનો વિનાશ કીધો હતો તેનું ભયાનક વેર વાળ્યું. પ્રોફેસર, જાણે કે આપણા બાતમીદારે ફુટી જઇને એને પ્રયોગશાળા તથા ત્યાં પહોંચવાના રસ્તાની માહીતી આપી હશે, પરંતુ હું એ મોતની ખીણ પસાર કરી પ્રયોગશાળાના એ છુપા ભયાનક ઓરડામાં પ્રવેશ્યો કઈ રીતે? એણે એ જીવલેણ મૃત્યુકીરણોથી ભરેલી ટાંકીનો નળ તોડવા સુધીની હિંમત કરી ત્યાં સુધી તમો કે ચંગીઝખાન બેમાંથી એકેને ખબર સરખી પણ ન પડી એ અજાયબીની વાત છે!"

"તું કેમ ભૂલે છે નરેન્દ્ર! મીસ સેલનો છુપો વેશ પરિધાન કરીને નરહરી આપણુને આબાદ બનાવી જવામાં ફાવ્યો છે. કીશોરનું લોહી રેડયા પછી આપણે નરહરીના તંબુમાંથી કેદ થએલા આપણા માણસને છોડાવી લાવ્યા અને રાતે બાર વાગે ચુનારગઢમાં છેવટના નિર્ણય માટે મિજલસ ભરી. એ મીજલસમાં થયેલી તમામ વાત માઇક્રોફોનની એક નાની નળીને ઓરડામાં છુપી રીતે પસાર કરી એક ભેદી

વ્યક્તિએ સાંભળી લીધી. એ હિંમત પણ મીસ સેલના વેશમાં છુપાયલા એ બદમાશ નરહરીની જ હતી. આપણી એ તમામ છુપી તૈયારીઓની ખબર મેળવીને જ આપણી પ્રયોગશાળામાં આપણા જતા પહેલાં પહોંચી જઇ મારી માઈ ઓન લાઈફ નામની ડાયરી, યંત્રોના નમૂના તથા બીજા ઘણા કીમતી કાગળો એ ઉઠાવી ગયો એટલું જ નહિ પણ આપણે આપણી ધારણામાં કામયાબ ન થઈએ એટલા માટે એણે મૃત્યુકીરણના જથ્થાનો ઝેરીલો પ્રયોગ આપણી જ સામે જતા જતા અજમાવી આપણી લેબોરેટરીનો સદંતર નાશ કરી નાખ્યો.

"તમારા આટલા ખુલાસા અને અનુમાનો પછી હવે મને એની ચાલાકી સમજાય છે. આપણા સરદારના મોઢા ઉપર પણ સભા બરખાસ્ત થયા પછી સાંકડી શેરીમાંથી પસાર થતાં કોઇ ભેદી વ્યકિતએ બેહોશ બની જવાય એવી ગેસની સેર રીવોલ્વરમાંથી છોડેલી. પરંતુ સરદાર એની ગંધ પરથી તરત સમજીને સાવધ થઈ ગયા અને તમારી આપેલી રસાયણીક સંજીવની ગુટી કે જે એમની આંગળીની મુદ્રિકામાં ગુપ્ત રીતે રાખવામાં આવી છે, તે સમયસૂચકતા વાપરી સુંઘી લીધી એટલે બચી ગયા."

"એ ઉપરાંત મારી ગુપ્ત થએલી શોધોના ઓરડામાંની દીવાલ ઉપર લખાયલા પેલા શબ્દો પણ તેં વાંચ્યા હતાને? "**વિજ્ઞાનનો ઉપયોગ મનુષ્યના સંહાર માટે નથી, સંસારના ઉપકાર માટે છે.**" લખનાર તરીકે નીચે **મીસ સેલનું** નામ હતું. એ ઉપરથી એટલું ચોક્કસ ઠરે છે કે આ પરાક્રમ પણ એ મીસ સેલનું જ છે, અને મીસ સેલ તેજ ડિટેક્ટીવ નરહરી છે."

"ચોક્કસ, હું પણ તમારા અનુમાનનો મળતો થાઉં છું. હવે જોઈએ છીએ કે આપણી પ્રયોગશાળાને ખેદાનમેદાન કરી નાંખી

આપણા "સેવા સંઘ" ની તમામ બાબતોથી વાકેફ થવાય એવી તમારી કીમતી નોંધપોથી વગેરે ઉપાડી જનાર એ ડિટેકટીવ નરહરીને જીવતો યા મુવેલો પકડી લાવવા મોટરમાં આપણા સરદાર જાતે ચંગીસખાનને લઈને ઉપડયા છે, તે શી નવાજુની કરીને આવે છે!"

"સરદાર જાતે ગયા છે, એટલો સો એ સો ટકા મામલો પાર ઉતર્યો સમજી લ્યોને."

"વારૂ, પણ નરહરીની પાસેથી પેલો ભેદી દસ્તાવેજ ઉપાડી લાવવામાં આવેલો, તે તો કયાંક પાછો ગુમ નથી થયોને?"

"ના રે ના...તે તો મેં કયારનોય સરદારને હાથોહાથ સંભાળીને સોપી દીધો છે."

"અને આપણા કેદીઓ રાજકન્યા અનુરાધા વ્રજકીશોર શેઠનો પુત્ર રમેશ વગેરે પણ પૂરતા ચોકી પહેરામાં છેને?"

"એ બંને આપણા આ સીતા સરોવરને કીનારે છેલ્લામાં છેલ્લી ઢબના વિજ્ઞાનીક અને વિજળીક બળોથી રક્ષાયલા લોખંડી બંગલાના ભોંયતળીયાના ભાગમાં સંપૂર્ણ સુરક્ષિત છે. પરંતુ પ્રોફેસર! પૂરતા સાધનો અને મિશ્રણની નોંધો વિના હવે આપણે આગળ કેમ વધી શકીશું?"

"નરેન્દ્ર, સરદારે મને પૂરતી હિંમત આપી છે. રાજગઢના દુર્ગમેદાનમાં વ્રજકીશોરને ત્યાંના પુત્ર-જન્મના ઉત્સવમાં નાટકનું તરકટ ગોઠવી હાથ કરેલું લાખોનું ઝવેરાત સરદારે અહીંથી બહાર કલકત્તા તરફ વેચી નાખવા રવાના કર્યું છે. તેનાં નાણાંમાંથી જોઇતા રસાયણો તથા સાધનો બે ચાર દિવસમાં આવી જશે. ઉપરાંત ગોમતીપુરના બેન્ક

પર પાડેલા દરોડામાંથી પણ સરદાર પાસે સારી જેવી રકમ હજુ પુરાંતમાં છે, અને તેમાંથી જ તેમણે મને આ ખંડમાં આ કામચલાઉ પ્રયોગશાળા હાલ તરતને માટે તો ચાલુ કરી આપી છે."

"પણ તમારી શોધની ડાયરી વિના હવે તમે મૃત્યુકીરણ વગેરે ભયાનક શોધો કેમ કરી પાછી તૈયાર કરી શકશો?"

"નરહરી મારી જે નોંધપોથી ઉપાડી ગયો છે, તે પાછી મેળવવા વ્રજકીશોરના સેક્રેટરી તરીકે રહી આપણને છુપી મદદ કરતા આપણી ટોળીના માણસ ચંદ્રનાથને મેં ક્યારની યોગ્ય સૂચના આપી દીધી છે. પરંતુ નરેન્દ્રમોહન, જે બેવફા માણસને હું નરહરીના પંજામાંથી છોડાવી લાવ્યો તેનું શું કર્યું?"

"મેં એને સરદાર સમક્ષ રજુ કર્યો હતો. એણે પોતાની ભૂલ કબૂલ કરી દયાની ભીખ માગી હતી, પરંતુ સરદારે આપણા મંડળના અન્ય સભાસદોને દાખલો બેસાડવા તેને આપણી મૃત્યુપથારી પર સુવડાવી રાખી રીબાવી રીબાવીને મારી નાખવાની ભયાનક સજા ફરમાવી છે. હાલ તે અભાગી માણસ નીચેની મૃત્યુકોટડીમાં એ જીવલેણ સજા ભોગવી રહ્યો હશે!"

"મીસ સેલના છુપા વેશમાં દેશદ્રોહીઓને ભૂલથાપ આપી તેમની પ્રયોગશાળામાં ઘુસવાનું કપરૂં સાહસ કરનાર ડિટેકટીવ નરહરી મૃત્યુ-કીરણની બરણીની નળી તોડી નાખ્યા બાદ ડાયરી તથા યંત્રો ઉઠાવી સત્વર બહાર નીકળી ગયો. તે પછી આસરે અડધાજ કલાકમાં એ આખીએ પ્રયોગશાળા એક ધડાકા સાથે ભડભડાટ સળગી ગઇ. ફક્ત સંરક્ષક બુરખાની મદદથી પ્રોફેસર શીવમૂર્તિ, નરેન્દ્રમોહન અને

ચંગીસખાન એ ત્રણ મુદ્દાની વ્યક્તિઓ ભોંયરાને છુપે રસ્તેથી સહી-સલામત છટકી જઈ લોખંડી બંગલો કે જયાં આ તમામ કારસ્તાનીઓનાં આગેવાન સરદારને અડ્ડો હતો, ત્યાં આવી પહોંચ્યા. એમને સરદાર કે જે પોતાની ઉપર ફેંકવામાં આવેલા ઝેરી ગેસનાં જીવલેણુ કાવત્રામાંથી સંજીવની બુટીને પ્રતાપે બચી જવા પામ્યો હતો, તે આ બીજી સનસનાટીભરી ખબર સાંભળીને નરહરીની ઉપર એવો તો પગથી તે માથા સુધી સળગી ગયો કે હવે કોઇ પણ સંજોગે ને ભોગે સહુથી પહેલાં એને જ પાંસરોદોર કરી દેવાના છેલ્લા નિશ્ચય ઉપર એ આવી ગયો. એણે તાબડતોબ પોતાના એક છુપા માણુસને કીમતી ઝવેરાત વેચી નાખી નવીન પ્રયોગશાળાને માટે જોઈતા તમામ સાધને ને રસાયણો તાબડતોબ ખરીદી મોકલવા કલકત્તા તરફ રવાના કરી દીધો. પ્રોફેસર શીવમૂર્તિને પોતાના એ ભેદી નિવાસ સ્થાનમાં હાલ તરતને માટે એક વિશાળ ખંડ અલાયદો કાઢી આપી તેમાં કામચલાઉ પ્રયોગશાળા પણ ચાલુ કરી આપી. આટલી તૈયારી કીધા પછી એ ચંગીસખાનને લઇને પોતાનાં વેરની વસૂલાત કરવા નરહરીને હાથ કરવા ઉપડી ગયો.

એ લોખંડી મહેલમાં અત્યારે લાહોરના દયાનંદ વિશ્વવિદ્યાલયને વિમાન વિશારદની પદવી ધરાવનાર નયજુવાન નરેન્દ્રમોહન અને પ્રોફેસર શીવમર્તિ પ્રયોગશાળાની ગોઠવણુ કરતા કરતા ઉપર મુજબને વાર્તાલાપ કરી રહ્યા હતા. ત્યાં અચાનક દીવાલ ઉપર ખાસ બનાવવામાં આવેલા વીજળીક લાઈટના લોખંડી પાટીઆ ઉપરની એક ચેતવણીનીબત્તી પ્રકાશીત બની. સેવા સંઘને કોઈ સભાસદ કોઇ ખાસ ખબર લઇને આવી આવી પહોંચ્યો છે, એની એ નિશાની હતી. નરેન્દ્રમોહને તરત જ

દીવાલની બીજી તરફ દોડી જઈ અમુક નંબરનું એક બટન દબાવ્યું. જોતજોતામાં આંખને આંજી નાખે એવો વેધક પ્રકાશ સામેની દીવાલના એક વર્તુળાકારના ભાગમાં ફેલાઇ ગયો. ટેલીવીઝનને આધારે કરેલી પ્રોફેસર શીવમુર્તિની આ છેલ્લી શોધ હતી. એમાં આવનાર માણસની છબી આરસીના કાચમાં આપણે જોઈએ એમ ખુલ્લી જોઇ શકાતી હતી, એટલું જ નહી પણ ત્યાં રહ્યા રહ્યા જ એ માણસ સાથે વાતચીત પણ કહી શકાતી હતી. પ્રોફેસરે એ શોધને જીવન દર્પણનું નામ આપ્યું હતું. એમાં જોતાં જ પ્રોફેસર શીવમૂર્તિએ એને ઓળખી લીધો.

"કોણ ચંદ્રનાથ! શી ખબર છે?"

"ગંગાધર દીવાનને બનાવટી નામે ડિટેકટીવ નરહરીને થાપ આપી હું આપની પ્રયોગશાળામાંથી ચોરાયલી નોંધપોથી અને યંત્રોના નમૂનાની પેટી પાછી હાથ કરી લાવ્યો છું."

"શાબાશ..." બોલતા શીવમૂર્તિએ એક છુપી કળ દાબી. સરરર અવાજ કરતું એક લોખંડનું મજબુત બારણું જમીનમાં નીચે ઉતરી ગયું ને થોડી વારમાં ત્યાં ચંદ્રનાથ યંત્રની પેટી તથા ડાયરી સાથે શીવમૂર્તિની સામે આવી ઉભો રહ્યો.

નરેન્દ્રમોહનની રૂબરૂ જ શીવમૂર્તિએ પેટી તોડી નાખી. તેની અત્યંત અજાયબી વચ્ચે એમાંથી યંત્રના નમૂનાને બદલે લોખંડના નકામા ટુકડાઓ ભરેલા નીકળ્યા. સાથે એક ચીઠી હતી. જેમાં લખ્યું હતું કે..." ખાડો ખોદે તેજ પડે. ચોરને પોટલે અંતે ધૂળની ધૂળ જ હોય."

નરેન્દ્રમોહનની આંખો લાલચોળ થઈ ગઇ. ચંદ્રનાથના મોઢા ઉપરથી તો નૂર જ ઉડી ગયું. એની ઇનામ મેળવવાની આશા નિરાશામાં પલટાઇ ગઈ. ત્યાંતો દાંત કચકચાવતા પ્રોફેસરે એ

ડાયરી ઉઘાડી. અક્ષરો તથા લખાણ લગભગ એકસરખા જ હતા. એણે એમાંનું પહેલુંજ પ્રીસ્ક્રીપશન વાંચી તે મુજબનું રસાયણ તૈયાર કરી જોયું. પણ તે નિષ્ફળ ગયું. પ્રોફેસર વહેમાયો. એણે ગજવામાંથી એક વિચિત્ર રંગનો કાચ કાઢી એ અક્ષરો ઉપર મૂકયો. એની ઉપર એણે સળગતી દીવાસળી ધરી. તરતજ એને સાફ માલમ પડયું કે એ ડાયરી પોતાની અસલ ચોરાયલી ડાયરી નથી પણ એની ઉપરથી બહુજ ખૂબીપૂર્વક દવાઓના ખોટાં પ્રમાણો લખીને ઉતરાવવામાં આવેલી આબેહુબ બનાવટી ડાયરી છે. પોતાને ઉંધે રસ્તે દોરવવા આ ચાલબાજી ચલાવનાર નરહરી ઉપર ફરી એકવાર પ્રોફે-સરને અત્યંત ક્રોધ ઉપજ્યો પણ તે લાચાર હતો. તેણે ચંદ્રનાથ તરફ ફરીને એ ડાયરી એની ઉપર ફેંકતા ભયાનક સાદથી કહ્યું : "બેવકુફ, તેં એની આંખમાં ધુળ નાખી એને બેવકુફ નથી બનાવ્યો. કિન્તુ એણે તારી આંખમાં ધુળ નાંખી તને બેવકુફનો સરદાર બનાવ્યો છે. જા... નીકળ... કાળું કર તારૂં... ને ફરી પ્રયત્ન કર. સરદારને કાને તારી આ નામોશીની વાત જશે તો તારી જાન સલામત નહી રહે. વળી મારા ધારવા મુજબ એ ચાલાક પૂતળું એ નોંધપોથી વાંચી એ યંત્રો દ્વારા કોઇ નવા પ્રયોગનો અખતરો કરવામાં સફળ થાય તો આપણે માટે નવી કમબખ્તી ઉભી થવા પામવાનો સંભવ છે. અને એમ બને એ પહેલાં એ બંને વસ્તુઓને હાથ કર અને હાથ ન કરી શકાય તો છેવટ એ બંનેને સળગાવી મુકી એનો નાશ કર."

"એટલી બધી શક્તિ તમારા ચંદ્રનાથમાં નથી, પ્રોફેસર સાહેબ!"

એને કાને અચાનક આ શબ્દો અથડાયા. પ્રોફેસર, ચંદ્રનાથ, ને નરેન્દ્રમોહન ત્રણે ઠરી ગયા. સામેથી એમણે ડિટેકટીવ નરહરી તથા

સરકારના હોમ મેમ્બર મી. વિભાકરને આવતા દીઠા. નરહરી દુશ્મનના આવાસમાં કેદી તરીકે રજુ થયેલો હોવા છતાં નીડરતાથી હસીને ઉપરનું વાક્ય પ્રોફેસરને ઉદ્દેશીને બોલ્યો હતો.

એની પાછળ ઓળખાય નહિ એવા સફેદ કપડામાં સજ્જ થએલા સરદાર તથા રાક્ષસ સમા વિકાળ ચંગીસખાને પ્રવેશ કર્યો.

"પ્રોફેસર ! ચંદ્રનાથ એનું નિશાન ચૂકયો છે, પરંતુ તમારો સરદાર એનું ધારેલું તીર આબાદ મારી આવ્યો છે. લ્યો, આ આપણા રસ્તામાં હરેક પળે કાંટાની માફક ખૂંચી રહેલા આપણા બે ભયાનક દુશ્મનો, નરહરી ને વિભાકર!"

"અને આ મૃત્યુકીરણ જેવી જલ્લાદ શોધોના શોધક પ્રોફેસર શીવમૂર્તિ! આ એમનો જમણો હાથ અને વિમાન વિશારદ નરેન્દ્રમોહન—કે જે શ્રીમાને મારી પ્રભાત ભુવનની પ્રયોગશાળાનો નાશ કરી મારો છુપો દસ્તાવેજ કબજે લઈ, મને ખોટી રીતે છેતરવા હરિસિંહ માર્ગ ઉપર આવેલા રામમહાલમાં રાતના બાર વાગે બોલાવી આ કાવત્રાની પ્રણેતા તરીકે મહારાજા સાહેબની માતા યશકુમારી છે, એમ સમજાવી પુરાવામાં બનાવટી હીરાનો કંઠો તથા એમના હસ્તાક્ષરનો કાગળ આપ્યો હતો!" નરહરીએ વિભાકરને એક પછી એક રાજદ્રોહીઓને ઓળખાવવા માંડયા. "અને આને તો તમે સારી પેઠે ઓળખો છો. વ્રજકીશોર શેઠનો સેક્રેટરી ચંદ્રનાથ...કે જેની છુપી મદદથીજ શેઠને ત્યાંથી પુત્ર—જન્મોત્સવને દિવસે લાખો રૂપીઆના ઝવેરાતની લૂટ થઇ."

ડિટેકટીવ નરહરીએ પોતાને ઓળખી લીધાથી બાપડો ચંદ્રનાથ તો થર થર કાંપવા લાગ્યો. એ પાછળ પગલા ભરતો ધીમે ધીમે ત્યાંથી

છટકવાની તૈયારી કરતો હતો. સરદારે એની આ વિહ્વળતા જોઇ લીધી. નોકરી જવાની ને કદાચ સરકારી માણસોને જાણ થતાં પકડાઇ જવાની બ્હીકે આ પોચો વાણીઓ બહાર જઇ કંઇ બાફી મારે એ ખ્યાલે સરદારે ચંગીસખાનને આંખ મારી. ચંગીસખાન ઇશારામાં સમજી ગયો. એ ચંદ્રનાથને બાવડું પકડી બહાર ઘસડી ગયો. એ બાપડા કમનસીબને પણ કાળકોટડીમાં બંધ કરી દેવામાં આવ્યો.

તે પછી સરદાર આગળ આવી બોલ્યોઃ " મી. નરહરી, તમે ગમે તેટલા ચાલાક હો, છતાં મારી ભયાનક ને વિશાળ ટોળીના તમામ સભ્યોને કોઇ કાળે પણ ગીરફતાર કરી શકવાના નથી. અલબત્ત તમારે ત્યાંથી દસ્તાવેજનો ચોરી કરનાર અને તમારી પ્રયોગશાળાને મારા ફરમાન મુજબ નેસ્તનાબુદ કરનાર નરેન્દ્રમોહન છે, પરંતુ તમોને રાતના બાર વાગે રામમહાલમાં મુલાકાત આપનાર એ નહિ પણ હું છું. તમારૂં અનુમાન ખોટું છે. વળી જે રસાયણથી અમે તમારી પ્રયોગશાળાને ઉડાવી દઈ શકયા છીએ, એજ રસાયણથી તમારી સાથેની મુલાકાત પછી અમો રામમહાલને પણ એક જ રાતમાં જમીનદોસ્ત કરી શકયા છીએ."

" હશે...હું કબૂલ કરૂં છું કે મેં તમોને આ કાવત્રાની પ્રણેતા રાજમાતા યશકુમારી છે, એના પુરાવામાં જે હીરાનો કંઠો અને એના દસ્તાક્ષરનો કાગળ આપ્યો હતો, તે બનાવટી છે એમ આપ શા ઉપરથી કહો છો ? "

" મેં મારી બાહોશ પત્ની માયા પાસે એ બાબતની પુરતી ચોકસાઇ કરાવી છે. મારી સૂચના મુજબ માયા મહારાણીને રૂબરૂ મળી રાજવંશના એ વરસોજૂનાં રાજચિહ્નને રાજમાતા યશકુમારીની ગેરહાજરીમાં થોડા દિવસ પહેરવા માટેની માગણી કરી લઇ આવી હતી, એની

સાથે મેં તમારો કંઠો સરખાવી નકલી હોવાની પુરેપુરી ખાત્રી કરી લીધી છે. વળી રાજમાતા યશકુમારીના ઓરડામાંથી બે પાંચ ખાનગી પત્રો પણ એ લેતી આવી હતી. એના અક્ષરો સાથે તમારા આપેલા અક્ષરો બારીકાઇથી સરખાવી જોતા મને તમારો આપેલો પત્ર ચોકખો બનાવટી માલમ પડયો છે." નરહરી ગજવામાંથી બનાવટી કંઠો ને એ પત્રો કાઢી એની તરફ ફેંકતો તીરસ્કારભરી દૃષ્ટિથી જોઇ રહ્યો. "લ્યો, જુઓ...આ તમારા પુરાવા... તપાસી લ્યો...મેળવી લ્યો અક્ષરો આ પત્રો સાથે..."

"જ્યારે એટલી બધી ખાત્રી કરી ત્યારે રાજમાતા યશકુમારીની આંગળીએ વ્રજકીશોરના પુત્ર કીશોરની હીરાની વીંટી છે કે કેમ તેની પણ ખાત્રી સાથોસાથ કરી છે કે નહિ?"

"એ થઇ નથી પણ એય થઇ જશે. ઘણા જ થોડા વખતમાં હવે હું તમારો સાચો સરદાર ને આ શયતાની ટોળીનો સંચાલક કોણ છે તેનો પત્તો મેળવી કાઢીશ."

નરહરીના આ નિશ્ચયનો જવાબ એ સરદાર જેવા જણાતા નિર્દય ને નીડર માણસે ખડખડાટ હસી કાઢીને આપ્યો. એ નફટાઇથી બોલ્યો: "મારા ડિટેકટીવ સાહેબ, તમે આ એક અવતાર તો શું પણ આવા બીજા દશ અવતાર લો, તોપણ અમારી ટોળીનાં મુખ્ય આગેવાનનું મોઢું જોઈ શકો તેમ નથી. મારા સિવાય મારી ટોળીનો એક પણ માણસ એને મળી, ઓળખી કે જોઇ શકતો નથી. અને એટલે જ મેં તમને કહ્યું હતું કે હુંજ એનો કર્તા હર્તા જેવો સોલ એજન્ટ છું."

"આ નરહરીને માટે તમારી ટોળીના એ સત્તાધીશને ઓળખી કાઢવાનું હવે ઝાઝું મુસ્કેલ નથી રહ્યું."

" એટલે ! "

" મારી માયાને તો તમે સારી રીતે ઓળખો છો ! એની અજબ શક્તિના પરચાશી તમો તદ્દન અજાણ્યા તો નથી જ. રાજમહેલમાં મેં એને ફક્ત કંઇ તમારા પુરાવાની સચ્ચાઇની કસોટી કરવા ન્હોતી મોકલી પણ મારા દીલમાં ઉઠેલા શકની પુરતી ખાત્રી કરવાના સાહસીક કામ માટે મોકલી હતી. "

" અને એ કામ ? "

" તમારી ટોળીના આગેવાનને ઓળખી લેવાનું. "

" તો શું રાજમહેલમાં અમારી ટોળીનો આગેવાન છે, એમ તમારી માન્યતા છે ? " નરેન્દ્રમોહન ચિત્કારી ઉઠ્યો.

" ચૂપ...વચ્ચે ન બોલ..." સરદારે લાલચોળ આંખે અને ડરામણે અવાજે એને થરથરાવી દીધો.

" સોએ સો ટકા. મી. નરેન્દ્ર ! આટલા ગંભીર કાવાદાવા ને જબરજસ્ત આંદોલનોની પાછળ કોઇ જેવા તેવા માણુસનો હાથ નથી. મારી આપેલી નિશાનીઓ મુજબ માયાએ તપાસ કરી છે. અને એની તપાસના રીપોર્ટે મારા અનુમાનને ટેકો આપ્યો છે. "

" તો શું તમે એ વ્યક્તિનું નામ જાણો છો એમ તમારો દાવો છે ? "

" સો એ સો ટકા. "

" તો કોઈ જાણે નહી એમ મારા કાનમાં એ નામ કહો જોઉં ! "

કહી એ સફેદ વસ્ત્રમાં છુપાયલો શયતાન છલંગ મારી એની છેક પાસે જઈ ઉભો. ચાલાક ડિટેક્ટીવ એના કાનમાં કંઈક ધીરે રહીને ગણુગણ્યો. અને તેની સાથે જ એ પોતાને બાહોશ માનતી સરદાર જેવી જણાતી વ્યક્તિને આખે શરીરે રોમાંચ ઉદ્દભવ્યો. ઝનૂનમાં

ને ઝનૂનમાં પોતાનો એ છુપો ભેદ જાણી જનાર નરહરીને એજ ઘડીએ રામશરણ કરી નાખવાની ધૂનમાં એણે પોતાના બંને હાથે ઓચિંતો એનો ટોટો દબાવી દીધો. બરાબર એજ વખતે નરહરીની આંખ એના હાથ ઉપરથી સફેદ વસ્ત્ર જરા દૂર ખસી જતાં આંગળી ઉપરની મુદ્રિકા પર ગઇ. એ એ જ મુદ્રિકા હતી કે જે વ્રજકિશોરના પુત્ર રમેશના હાથ ઉપરથી ઉતારી લેવામાં આવી હતી. એ વહેમાયો. પોતાનું ગળું રૂંધાય એ પહેલાં જ એ સાવચેત થઇ ગયો હતો. એણે વિભાકરને અગાઉથી જ આંખને ઇશારે ચેતવી દીધો હતો. એક આંચકાની સાથે નીચા નમી જઇ એણે એના બાહુપાશમાંથી છટકી જઇ એના બંને હાથ મજબુત પકડી લીધા. બીજી જ પળે પાછળ ઉભેલા વિભાકરે એનાં શરીર ઉપર ઢંકાયલું સફેદ વસ્ત્રનું ઝભ્ભા જેવું આવરણ પાપણના પલકારામાં આંચકી લીધું.

"રાજમાતા યશકુમારી!" બંનેનાં મોઢામાંથી એકી સાથે બે શબ્દો નીકળી ગયા. બંને હેબતાઇને બે ડગલા પાછળ હઠી ગયા. ખરેખર, એની આંગળીએ વ્રજકીશોર શેઠના છોકરાની પેલી હીરાની કીમતી વીંટી ચળકી રહી હતી.

"મારો ભેદ જાણવાની હિંમત કીધા પછી હવે તમારામાંનો એક પણ આ સ્થાનમાંથી જીવતો બહાર જઇ શકશે નહિ. ચંગીસખાન..." એણે ભયાનક ત્રાડ નાખી.

"આ બંને બદમાશોને કાળ કોટડીના મહેમાન બનાવ." એટલું કહી અંગારા ઝરતી આંખે યશકુમારી ત્યાંથી અલોપ થઇ ગઇ.

ચંગીસખાન બંને કેદીઓને લઈ ચાલતો થયો.



(૨)

નરહરી તથા વિભાકરને એરોડ્રોમ ઉપરથી ઉઠાવી ચાલુ મોટરમાં નાંખી ઉપાડી લાવનાર બીજો કોઇ નહિ પણ સાક્ષાત્ નરરાક્ષસ સમાન ભયાનક ચંગીસખાન હતો.

સરદારનો હુકમ થતાંજ તેણે નીચેના ભોંયરામાં આવેલી ભયંકર કાળ કોટડીમાં કેદ કરવામાં આવેલા ચંદ્રનાથની સાથે એ બંનેને પણ સાંકળોથી મજબુત જકડીને બાંધી દીધા. એના ચાલ્યા ગયા બાદ પાસેની લોખંડી દીવાલમાં હવા–ઉજાસ આવવા માટે રાખવામાં આવેલા કાણામાંથી કોઇનાં કરૂણ રૂદનનો કારમો અવાજ કાને અથડાવા લાગ્યો. નરહરીએ એ તરફ થોડી વાર સુધી કાન માંડી સાંભળી રહ્યા બાદ પોતાની પાસેજ બંદીવાન દશામાં પડેલા ચંદ્રનાથને ઉદ્દેશીને પૂછ્યું: " ચંદ્રનાથ, જો તું દુશ્મનોની તમામ છુપી બાતમીઓથી તથા આ ભેદી મહેલના છુપા રસ્તાઓથી અમોને વાકેફગાર કરી અમને સાથ આપવા તૈયાર હોય તો અમે તને અમારી સાથે અહીંથી નસાડી જવા તૈયાર છીએ."

" પરન્તુ મારા મહેરબાન, આ સાક્ષાત્ કાળદૂત જેવી કાળ-કોટડીમાંથી જીવતા ન્હાસવાનો ખ્યાલ કરવો જ જ્યાં નકામો છે, ત્યાં પછી......" ચંદ્રનાથ કે જેના એક પગમાં સાંકળ બાંધી તેને છેડે વજનદાર લોખંડનો ગોળો લટકાવવામાં આવ્યો હતો તે હતાશ હૈયે બોલ્યો.

" બેવકુફ. આમ નાહિંમત ન બન. તારા બંને હાથો છુટા છે. અને જો તું હિંમત રાખી મારા કહ્યાસર કરવા હા પાડીશ તો આપણે

ત્રણે જોતજોતામાં બંધનમૂક્ત થઇ અહીંથી પલાયન થવાનો લાગ શોધી શકીશું."

"અને જો એમ કરતાં પકડાયા તો આવતી કાલનો દુકાળ આજેજ પડયો સમજી લેજો."

"ત્યારે તારો વિચાર અહીં આ દોજખમાં આ હાલતે રીબાઈ રીબાઇને જ મરવાનો છે, કેમ વારૂ?"

"મોત તે વળી કોઇને ગમતું હશે, સાહેબ? હું તો બૈરી છોકરાવાળો છું."

"તો પછી અમારી સલાહ માન..."

"ભલે, કહો જોઉં, તમે મારી પાસેથી શું જાણવા ચ્હાવ છો?"

"આ શયતાનોની ટોળી વિષે તું શું શું જાણે છે?"

"ફક્ત એટલું જ કે એ ટોળીના છૂટાછવાયા માણસો શહેરમાં સારી સારી જગ્યાએ નોકરીધંધે રહી તમામ વાતની ખબર સરદારને મોકલતા રહે છે. અમને એના બદલામાં ખબરના પ્રમાણમાં ઘેર બેઠાં વખતોવખત પૈસા અને ઇનામ–અકરામ મળતા રહે છે. વધુમાં કોઈ એવા પ્રસંગે ટોળીમાંનો કોઇ માણસ પકડાઇ કે ફસાઇ જતાં તેને સરદાર ગમે તે ભોગે છોડાવી લાવવાની બાંહેધરી આપે છે. તેની સાથેજ બેવફા થનારને કુતરાને મોતે મારી નાખતાં પણ એ વાર લગાડતો નથી."

"આવી ચળવળ ચલાવવાનો એમનો હેતુ શો છે?"

"રાજ્યમાં ચોરી, ખૂન, આગ ને લુટફાટ રોજ વધારી અંધેર ફેલાવી રૈયતનાં દીલમાં રાજાની નાલાયકીની છાપ પાડી બનતે પ્રયત્ને રાજવિરૂદ્ધ બળવો જગાવવો, અને રાજતંત્ર હાથમાં લેવું."

"પરંતુ રાજા સાથે એમને વિરોધ કરવાનું એવું કોઇ કારણ?"

"મહારાજાની માતા યશકુમારી હાલના મહારાજાના ગુમ થયેલા કાકા ને રાજ્યના કહેવાતા ખરા હકદારની સાથે છુપી રીતે પ્રેમમાં છે. એ રાજાના કાકાને ફરીથી ગાદી ઉપર લાવી પોતે રાજરાણીનો મુકુટ પોતાને માથે મુકવાને અધીરી બની છે. પરંતુ એમની આ ઇચ્છામાં હાલની ચતુર મહારાણી મેનાવતી તથા તેની અંગ્રેજી ભણીગણી કેળવાયલી ને સમજદાર પુત્રી અનુરાધા નડતરરૂપ હોવાથી એમણે મને ફોડી મારી મદદથી વ્રજકીશોર શેઠને ત્યાં પુત્ર જન્મોત્સવને દિને પધારેલી રાજકન્યા અનુરાધાને ચાલાકીથી ગુમ કરી દીધી છે, અને મહારાણીનું કાસળ કાઢવા એની ઉપર કાતીલ વિષપ્રયોગ શરૂ કર્યો છે."

"તો શું મહારાણી તેથીજ આજે કેટલાય વખતથી મહેલમાં બીમાર બની પથારીવશ રહે છે!"

"બેશક..."

"પણ મહારાજાને એ બાબતની કંઇજ ખબર નથી?"

"મહારાજા તો નામના છે. મહારાણીની દેખરેખ રાખનાર દરેક દાસીઓ વગેરે રાજમાતા યશકુમારીની આજ્ઞાને આધીન હોઇ એમના કહ્યા મુજબ વર્તે છે. અને દવામાં અપાતું એ ઝેર એવું ધીમી અસરવાળું છે કે કોઇને એકાએક વહેમ સરખો ન જાય!"

"વારૂ ચંદ્રનાથ! તમારા સરદાર તરીકે કામ કરતી એ વેશધારી યશકુમારીને તો હું આજ ઓળખી ગયો છું. પણ એ જેના હુકમ મુજબ કામ કરી રહી છે, એ વ્યક્તિ કોણ છે વારૂ?"

"એજ મહારાજાના કાકા—એમના પ્રેમી કે જેમને ગાદીએ બેસાડી એ પોતે મહારાણીપદ મેળવવાની ઇચ્છા ધરાવે છે."

"તેં એમને નજરે જોયા છે ?"

"ફક્ત સરદાર સિવાય એમને કોઇ જોઇ કે મળી શકતું નથી. મેં ફક્ત નામજ સાંભળ્યું છે. અરે આટલી વાત પણ મારી પત્ની ચંદ્રા મહારાણીની દાસી હોઇ રાણીવાસમાં જાય આવે છે એટલે મને ખબર છે."

"વિભાકર, ચંદ્રનાથની વાત અક્ષરેઅક્ષર સાચી હોય એમ મને લાગે છે, કારણ કે માયાને મેં રાજમહેલમાં આજ તપાસ માટે મોકલી હતી. મહારાણી એને માટે હીરાનો કંઠો લેવા અંદરના ખંડમાં ગયા, ત્યારે એણે મારી સૂચના મુજબ ત્વચા પરીક્ષક કાચ નિદ્રાધીન મહારાજાના કપાળ ઉપર ધરીને બારીકાઇથી અવલોકન કર્યું હતું. એની એ પરીક્ષામાં એમ માલમ પડયું હતું, કે કુદરતી ચામડીને કોઇ એવા રસાયણીક રંગોથી કેમ જાણે બદલી નાખવામાં ન આવી હોય! ગોમતીપુરના મહારાજા શીવકુમારે રાજકુમારી અનુરાધાના અપહરણ થયા પછી મને મહેલમાં બોલાવી ભેદી દસ્તાવેજ આપ્યો, અને રાજકુમારીની શોધ કરવાનું કામ સોંપી પોતાનો શક પોતાના કાકા ઉપર રજુ કર્યો, તે પછી કોણ જાણે કેમ મહારાજા એ સંબંધી એ બાબતમાં કંઇ જ રસ લેતા હોય એમ મને લાગ્યું નથી. એમનાં વિચિત્ર માનસ ને વર્તન ઉપરથી મને તો જાણે એ શીવકુમાર જ કેમ બદલાઇ ન ગયા હોય એવોજ ભાસ થયેલો. પણ જ્યાં સુધી રાતદિવસ એમના સંસર્ગમાં રહેનાર મહારાણી એ બાબતમાં પોતાનો શક જાહેર ન કરે ત્યાં સુધી આપણી હિંમત કેમ થાય?"

"તો શું તમે એમ માનો છો કે રાજા તરીકે મહારાણીની પાસે મહેલમાં રહેનાર વ્યકિત ખરા રાજા શીવકુમાર છે જ નહિ?" વિભાકરે સાશ્ચર્ય સવાલ કર્યો.

' એવું કંઈ જ ચોક્કસ અત્યારે તો કહી શકાય નહિ. પણ માયાની તપાસ પછી અમને એ બાબતમાં જે કંઈ વહેમ હતો તે ઘટવાને બદલે વધવા પામ્યો છે. કદાચ એમ પણ બનવા સંભવ છે, કે મહારાણીને જેમ વિષ પ્રયોગથી અક્કલશૂન્ય ને રોગીષ્ઠ બનાવવામાં આવી છે, તેજ પ્રમાણે નિદ્રાધીન મહારાજાને પણ લાગ જોઇ એવા કોઇ રસાયણીક દવાના પ્રયોગથી સ્મૃતિશૂન્ય ને મૂઢ જેવા બનાવી દેવામાં આવ્યા હોય! ગમે તેમ પણ બદમાસોએ રાજમહેલમાં ચંદ્રનાથના કહેવા મુજબ કોઇ ભયાનક શયતાની જાળ બિછાવી છે, અને જો વખતસર એ ભેદ શોધી કાઢી ચાંપતા ઉપાયો લેવામાં નહિ આવે તો રાજા, રાણી, રાજકુમારી વગેરે સઘળાનાં જાન જોખમમાં મુકાવા તથા આખી રાજસત્તાને ઉથલાવી મુકવામાં એ હરામખોરોને સફળતા મળવાનો સંપૂર્ણ સંભવ છે."

"એ તો જાણે અહીંથી ન્હાસી છૂટયા પછીથી વિચારવાની વાત છે, પણ અત્યારે આપણે અહીંના સંજોગોની વાત તો કરો. વારૂ ચંદ્રનાથ, આ પાસેના ઓરડામાંથી રડવાનો અવાજ કોનો આવે છે વારૂ તે તું કહી શકીશ ખરોકે?"

"નહીજી, હું આ કાળકોટડીનો તમારી માફક પહેલીજ વાર મહેમાન બન્યો છું."

"તું એક કામ કર. મારા કોટની ગજવામાં એક સાયન્ટીફીક રીવોલ્વર છે. તે સંભાળીને બહાર કાઢ."

ચંદ્રનાથે નરહરીના કહેવા મુજબ એના કોટના અંદરના ગજવામાંથી એક નાની સરખી પોકેટ રીવોલ્વર બહાર કાઢી. ત્યારબાદ એણે એની સૂચના મુજબ એના છેડા ઉપરનું એક સ્પ્રીંગનું બટન દાબ્યું. બટન દબાતાં જ એ રીવોલ્વરના બીજા છેડામાંથી ધુમાડા જેવો ગેસ બહાર નીકળ્યો. એ ગેસનો જરા જેટલો સ્પર્શ ચંદ્રનાથના પગમાં નાખેલી લોખંડની સાંકળને લાગતાં જ એ કચકડાની પાતળી પટીને તોડી નાખીએ તેમ સહેલાઇથી તૂટી ગઇ. ચંદ્રનાથ જેવો છૂટો થયો તેવો જ ખડખડાટ હસી પડ્યો. એના વિચારો ક્ષણવારમાં પલટાઇ ગયા. એના હાથમાં આ મૃત્યુપ્રવાહ છોડતી અદ્‌ભુત રીવોલ્વર આવતા એ પોતાને વિના વાંકે આ કાળકોટડીમાં પૂરનાર સરદાર તથા તેના સાથી ચંગીસખાન ઉપર વેર વાળવાને અધીરો થઇ ગયો. નરહરીએ એને ધમકીભર્યા સાદે કહ્યું: "ચંદ્રનાથ, ચંદ્રનાથ, એજ પ્રમાણે તું અમારા આ લોહબંધનોને પણ તોડી અમોને પ્રથમ છૂટા કર... પછી આપણે ત્રણે મળીને અહીંથી નાસી જવાનો લાગ શોધીએ." પણ ચંદ્રનાથે એનું કહેવું કાને ધર્યું નહિ. એણે એ મૃત્યુપ્રવાહ એ બંનેની લોખંડની જંજીરો કાપવાના કામમાં વાપરવાને બદલે પોતાને પલાયન થવાનો માર્ગ મોકળો કરવાના કામમાં વાપર્યો. એને એ ડર લાગ્યો કે કદાચ નરહરી અને વિભાકરને છુટા કરી છટકી ગયા બાદ તેઓ મને આ સોનેરી ટોળીના સભાસદ તરીકે પકડી લઇ જઇ સરકારમાં સોંપી દે તથા રાણીવાસમાંથી મારી પત્ની ચંદ્રાને પણ રાજદ્રોહના આરોપસર પકડી દેહાંતદંડની સજા કરે! આ બ્હીકે ચંદ્રનાથે એ બંનેને ત્યાં જ તેમના જીવનની છેલ્લી ઘડીઓ પૂરી કરવાને માટે પડતા મુકી સામેના લોખંડી બારણા ઉપર એ પ્રવાહનો ધુમાડો છોડયો. થોડી જ વારમાં એક આંચકા સાથે એ જબરજસ્ત બારણું વિના તકલીફે ઉઘાડી શકયો.

કોળવાઈનું બારણું ખુલતાં જેમ ગોંધાયલો ઉંદર દોડી જાય ને પિંજરાનું બારણું ઉઘાડું થઈ જતાં જેમ અંદર પુરાયલો વનરાજ છલંગ મારીને બહાર ધસી જાય એમ ચંદ્રનાથ જીવ લઇને બહાર નીકળી ગયો.

એના ગયા બાદ થોડી વાર પછી એ "સેવાસંઘ" નો સરદાર ચંગીસખાનને લઈ ત્યાં અંગારા ઝરતી આંખે પ્રવેશ્યો. માનવ શક્તિની બહાર એવું એ સાયન્ટીફીક પોલાદનું મજબુત સ્પ્રીંગનું બારણું સહેલાઇથી ઉઘાડી ચંદ્રનાથ પોતાની આંખમાં ધુળ નાખી પલાયન થઇ ગયો, એ જાણતાં એનો ક્રોધ કાબુ ગુમાવી ચૂકયો. એણે પ્રથમ તો નરહરીને એ સંબંધમાં સવાલ કર્યો, પરંતુ ચાલાક નરહરીએ એ બાબતમાં પોતે કંઈ પણ જાણતો ન હોવાનું કહેતાં એણે ચંગીઝખાનને એ બંનેને પોતાની ભયાનક ડેથ રૂમ યાને મૃત્યુ કોડીમાં લઈ જવાનો હુકમ કર્યો.

દૈત્ય જેવો લોખંડી બદનનો ચંગીસખાન જોતજોતામા બંનેને લોખંડી જંજીરોનાં બંધનમાંથી છૂટા કરી એક એક હાથમાં ફુલની માફક ઉપાડી ચાલતો થઇ ગયો. એના ગયા બાદ સરદારે એ ઓરડીની દીવાલમાં લટકતુ લોખંડનુ એક મોટું કડું દબાવ્યું. તરતજ પ્રોફેસર શીવમૂર્તિની પ્રયોગશાળામાં એક ઘંટડી વાગી. પ્રોફેસરે તરતજ પોતાના વર્તુલાકાર જીવન દર્પણમાં નજર કરી. એને સરદારનો હુકમ સંભળાયો.

"પ્રોફેસર, નરેન્દ્રમોહનને ખબર આપો કે આપણી કાળ કોટડીમાંથી ચંદ્રનાથ કોઇ ભેદી રીતે ગુમ થઇ ગયો છે. તેની પૂંઠ પકડી જીવતો કે મરેલો મારી સમક્ષ હાજર કરો, અને તમે પોતે તમારી રસાયણોની ખાસ બેગ લઇને અહીં મારી પાસે હાજર થાવ. તમારી હાજરીની ખાસ જરૂર છે."

હુકમ છૂટતાંજ નરેન્દ્રમોહન કે જે પ્રયોગશાળામાં હાજર હતો તે ચંદ્રનાથની તપાસ કરવા ચાલતો થયો. પ્રોફેસર શીવમૂર્તિ પોતાની રસાયણોની બેગ લઇને છુપે રસ્તે થઇને કાળ કોટડીમાં સરદાર પાસે આવી ઉભો રહ્યો. સરદારે તેને પોલાદનો દરવાજો બનાવતા કહ્યું : " આ દરવાજો ચંદ્રનાથ એવી કઇ અજબ કરામતથી ઉઘાડી ન્હાસી છૂટ્યો છે, તેનું બારીક અવલોકન કરો."

શીવમૂર્તિએ તરત જ પોતાની બેગ ઉઘાડી એક સીસીમાંથી થોડો પ્રવાહી પદાર્થ એ બારણાની મધ્ય ભાગની સ્પ્રીંગ ઉપર છાંટ્યો. ત્યારબાદ એક નિરીક્ષક નામનો કાચ એની ઉપર રાખી આંખે ચશ્મા ચઢાવી બારીકાઇથી થોડીવાર સુધી નીરીક્ષણ કર્યું. ત્યારબાદ તે બોલ્યો : " એક પ્રકારના રસાયણીક મૃત્યુ–પ્રવાહની અસર આ બારણા ઉપર થવાથી એની સ્પ્રીંગ તપીને નરમ થઇ જઇ છટકી ગઇ છે. એ પ્રવાહ ધારે તો ઝાડ–પાન–પતરાં, અને વસ્ત્રને સળગાવી શકવા અને મનુષ્યની ચામડીને દાહ દઇ તેને બેહોશ બનાવી દેવા સમર્થ હોય એમ મને જણાય છે."

" પણ એવી ભયાનક શોધ એના હાથમાં આવે ક્યાંથી ?"

" આવ્યા સિવાય એ પોતાના પગની આ લોખંડી સાંકળ અમળાવીને સહેલાઇથી કેવી રીતે તોડી ન્હાસી શકે ?"

"અવશ્ય આમાં કંઇ ભેદ છે. અને એ ભેદનો પત્તો ડિટેક્ટીવ નરહરી બરાબર જાણે છે. ચાલો મારી સાથે...જે હશે તે હમણા જ જણાશે." કહેતો સરદાર ગુસ્સાભેર બારણું બંધ કરી દઇ આગળ ચાલતો થયો શીવમૂર્તિ પોતાની બેગ લઇને એની પાછળ ગયો. બંને મોતની ઓરડીમાં આવી પહોંચ્યા, જ્યાં ચંઘીસખાન બંને કેદીઓને લઇ સરદારનાં આગમનની રાહ જોઇ રહ્યો હતો.

નરહરી અને વિભાકરે આ ભયાનક ઓરડામાં જાતજાતની ભયાનક અને કરપીણુ સજાએ। અમલમાં મુકવાની અવનવી પદ્ધતિએ। અને ચિત્રવિચિત્ર સાધને। તથા યંત્રાના ઢગલા જોયા. નબળા પોચા માણુસને। એ ઓરડામાં પગ મુકતાંજ જીવ નીકળી જાય એવું હતું. એની નજર ધીમે કરૂણુ સાદે કરાંજી રહેલા એક કેમનસીબ કેદીને એક લોખંડના પલંગ પર ચત્તોપાટ સાંકળથી બાંધી રાખેલો હતો, તે ઉપર પડી. એ તેજ માણુસ હતો જેને નરહરીએ એકવાર પકડીને સેવા સંઘની એ પ્રયોગશાળાને લગતી તમામ છુપી બાતમીએ। મેળવી હતી. એ એજ કમનસીબ કેદી હતો, કે જેને શીવમૂર્તિ જીવલેણુ સાહસ ખેડી એક વાર એના તંબુમાંથી પાછો બચાવી લઇ ગયો હતો.

એ હતો વ્રજકીશોર શેઠને ત્યાં પુત્ર જન્મોત્સવને દિવસે જાદુના પ્રયોગો કરનાર ચંદ્રનાથને। સાગ્રીત ને સેવાસંઘને। છુપો જાસુસ રામદેવ શર્મા!



## ૩

હજારો રૂપીઆને ભોગે છેલ્લામાં છેલ્લા વિજ્ઞાનીક ને યાંત્રીક સાધનોના મદદથી કાબેલ કારીગરોને રોકી આ મૃત્યુ કોટડી ખાસ તૈયાર કરવામાં આવી હતી. એમાં એનાં નામ પ્રમાણે માણસ જાતને જોઇએ તેટલા વખતમાં મારી નાખવાની નાની મોટી તમામ સાધન સામગ્રીઓની જોગવાઇઓ હતી. ભય અને ત્રાસજનક પ્રયોગોથી ઇન્સાન ઉપર ધાતકી હેવાનીયતપણું ગુજારી તેને પરાણે અમુક છુપી બાબતો કબુલાવવાની જાતજાતની ખાસ ગોઠવણો એ ઓરડામાં કરવામાં આવી હતી.

સરદાર એ ઓરડીમાં ખુણા પર પડેલી એક પોલાદની ખુરસી ઉપર બેઠો. એની એક બાજુ ચંગીસખાન અને બીજી બાજુ પ્રોફેસર શીવમૂર્તિ ઉભા રહ્યા. સામેની દીવાલ તરફ મોઢું કરીને પેલા કમનસીબ કેદીનાં કરૂણ ચીસો સાંભળતા વિભાકર ને નરહરી ઉભા હતા.

"મી. નરહરી, તમે આ કમનસીબ કેદીને તો સારી રીતે ઓળખતા હશો. સેવાસંઘ પોતાના માલીકને બેવફા બનનાર સભ્યના શા હાલહવાલ કરે છે, તેનો આ જીવતો ને જાગતો પુરાવો છે. પ્રોફેસર શીવમૂર્તિની આ છેલ્લામાં છેલ્લી મનુષ્યને રીબાવી રીબાવીને મારી નાખવાની ખોફનાખ શોધ છે. અને તેનો પહેલો અખતરો અમે આ બેવફા ઉપર અજમાવી જોયો છે. ધ્યાનથી નજર કરો. એને જે લોખંડના પલંગ ઉપર ચત્તાપાટ બાંધવામાં આવ્યો છે, એની બરાબર ઉપરને ભાગે લોખંડની મજબુત છતમાં થાળી જેવડો એક ગોળાકાર ભાગ ખુલ્લો રાખવામાં આવ્યો છે. એને એક પ્રકારના જલદ અને ઝેરી રસાયણથી ઓપ ચઢાવેલા કાચથી બંધ કરવામાં આવ્યો છે. દર-

રોજ બપોરના બેચાર કલાક જ્યારે આકાશમાં સુરજ ખૂબ તપે છે, ત્યારે આ સામેની દીવાલ સાથે સાંકળેલું લોખંડનું રાક્ષસી ચક્કર ફેરવવામાં આવે છે. તેની સાથેજ છેક ઉપરની અગાસીનું ઢાંકણુ ઉઘાડું થઈ જાય છે, અને સૂર્યનાં સીધાં કીરણો એ ગોળાકાર કાચની તકતી ઉપર પડે છે. એ તેજસ્વી કીરણો એ રસાયણીક કાચની આરપાર પસાર થતાં વિજળીના પ્રવાહથી પણ વિશેષ કાતીલ બનીને સીધાં નીચે ઉતરે છે. અને એની બરાબર સીધી લીટીમાં નીચે સુતેલા આ અભાગી માણસના આખા શરીરમાં એક જાતનો ભયાનક દાહ ઉત્પન્ન કરે છે. ધીમાં ઝેરની જે અસર થાય એવી અસર માનવ શરીરમાં થવાની સાથે એનું લોહી ધગધગી ઉઠે છે. સૂર્યનો તાપ ઘટી જવા છતાં એ કાતીલ કીરણોનો ભયાનક દાહ એનાં શરીરમાં કાયમ રહે છે. એ વેદનાથી કારમી યાતના ભોગવી દયાજનક બૂમો પાડયા કરે છે. બેહોશ થઇ જતા એની ઉપર પાણીનો છંટકાવ કરવામાં આવે છે, જેથી એ પાછો થોડી જ વારમાં સાવધ થઇ જાય છે. આમ રીબાઇ રીબાઇને–ગળાઇ ગળાઇને એ કમ–નસીબ માનવ સાત આઠ દિવસમાં આ દુનિયામાંથી ઉપરની દુનિયામાં ચાલતો થઈ જાય છે. એ કીરણમાં રેડીઅમ કરતાં હજાર ઘણી વધુ તીવ્ર શકિત રસાયણના વત્તા ઓછા મિશ્રણથી આણી શકાય છે."

નરહરી તો આ અદ્‌ભુત **કાતીલ કીરણના** અખતરાની વાત સાંભળીને ઠરીજ ગયો. નીડર અને બહાદુર હોવા છતાં એ માનવ શકિતની બહાર એવી આ રાક્ષસી કરામતો પાસે એનાં ગાત્રો શીથીલ થવા લાગ્યા. પોતાના શબ્દોની ધારી અસર થઈ રહી છે, એમ લાગતા સરદાર આગળ બોલ્યો :

" અને આ હું બેઠો છું, એ પણ એક જાતની ઇલેક્ટ્રીકલ ખુરસી છે. તમે સરકારી અમલદાર છો, એટલે ફાંસીની સજા પામનાર ગુન્હેગારોને બીજા સુધરેલા દેશોમાં દોરડાની ફાંસીથી નહિ પણ આવી વિજળીની ખુરસીઓમાં બેસાડી મારી નાખવામાં આવે છે, એ વાતની તો તમને ખબર હશે. લગભગ એવાજ પ્રકારની કોઇ એવા કપરા સંજોગોમાં કોઇનો તત્કાળ જાન લેવો હોય તો ખાસ બનાવવામાં આવેલી આ પણ એક ખોફનાખ ખુરસી છે. ફક્ત આ ખુરસીમાં એ ફાંસીના સજા પામેલા અભાગીઓને બેસાડવામાં આવતી ખુરસી કરતાં ફેર એટલો જ છે, કે એ ખુરસીને ઇલેક્ટ્રીકનો કરંટ કોઇ બીજી વ્યક્તિએ લગાડવો પડે છે, જ્યારે આ ખુરસીમાં એવી ખુબી રાખવામાં આવી છે, કે મારા જેવો કોઇ જાણીતો માણસ આ ખુરસી ઉપર કલાકોના કલાકો સુધી બેસી રહે છતાં એને કંઇજ થતું નથી, પણ જો કોઇ અજાણ્યો માણસ મારી આ મૃત્યુ કોટડીમાં પ્રવેશવા પામે અને એની ઉપર ભૂલેચૂકે બેસી જાય, અથવા અમો ઇરાદાપૂર્વક કોઇનો જાન લેવા આ ખુરસી ઉપર એવા કોઇને બેસાડીએ તો જેવો એ માણસ ભૂલેચૂકે પણ એકાદ વાર એના આ લોખંડી હાથા ઉપર હાથ મુકે કે તરતજ એની નાજુક સ્પ્રીંગ દબાતાં આખી ખુરસીમાં વિજળીનો પ્રવાહ આપોઆપ ધગધગી ઉઠે છે અને જોતજોતામાં અંદર બેસનાર માણસ મૃત્યુનો મહેમાન બની જાય છે. હું ધારૂં છું કે તમો અમારી આવીજ કોઇ ગંભીર કરામતનો જીવતો ને જાગતો અનુભવ અહીં આવ્યા પછી અવશ્ય કરતા જશો અને ત્યારબાદ હું તમને જે કંઈ કહેવા માગું છું તેનો શો જવાબ આપવો તેનો વિચાર કરશો." કહી સરદાર કે જે ખુરસીના હાથા પર હાથ મુકયા વિના સંભાળપૂર્વક બેઠો હતો તે એમાંથી ઉભો થઈ ગયો. બપોરનો વખત પણ લગભગ થવા આવ્યો હતો એટલે એણે ચંદીસખાનને પેલું

રાક્ષસી ચક્ર ચાલુ કરવા ઇશારો કર્યો. ચક્ર ચાલુ થતાંજ નરહરી જોઇ શકયો કે એને જે કંઈ કહેવામાં આવ્યું હતું તે તમામ અક્ષરેઅક્ષર સાચું હતું. અભાગી રામદેવનાં બરાબર મોઢાના ભાગ ઉપર એ તેજસ્વી પ્રકાશનો ગોળાકાર પ્રચંડ વેગથી પડી રહ્યો હતો. માણસનું હૈયું વલોવી નાખે એવી કારમી ચીચીયારીઓ એ કમનસીબનાં મોઢામાંથી નીકળી રહી હતી.

"બસ બસ... બહુ થયું... મારે તમારી આ જીવલેણ કરામતો નથી જોવી." નરહરી કપાળ પરના પસીનાને રૂમાલથી લૂંછતો ગર્જી ઉઠ્યો.

સરદારનો બીજો ઇશારો થતાં ચંગીસખાને ચક્ર બંધ કર્યું. રામનાથનાં મોઢાં ઉપર બાલદી ભરીને પાણી રેડવામાં આવ્યું. થોડો ઘણો એ ભાનમાં આવ્યો કે તરત એને બંધનમુકત કરી ચંઘીસખાને કમરમાંથી ચોખાની ગુણ ઉપાડે એમ અદ્ધર ઉંચકી લીધો. એનાં સુકલકડી શરીરમાં શકિત તો રહી જ ન હતી. શુદ્ધિ પણ બહુ થોડી હતી. લગેજ-વેનમાં જેમ પારસલ ફેંકે એમ ચઘીસખાને જરાય વિચાર કર્યા વિના એ જીવતા માણસને એ લોખંડની ખુરસીમાં પછાડયો. ખુરસીમાં અફળાતાની સાથે જ એ બાપડા બેખબર માણસના હાથ સ્વાભાવિક રીતે જ ખુરસીના હાથા ઉપર દબાયા. બીજી જ પળે એની સ્પ્રીંગ દબાતાં એમાં મૃત્યુદાયક વિજળીક પ્રવાહ ચાલુ થયો, અને એક ભયંકર ચીચીયારી મારી એ અભાગી ઇન્સાન એમાં હંમેશને માટે ભર-ઉંઘમાં લેટી ગયો.

" નિર્દોષ માનવ-જીવનો સાથે આવી જીવલેણ કરામતોના અખતરાઓ કરતા કુદરત અને કીરતારથી જરા ડરો! એના અગમ્ય ખોફનો કંઇક

ખ્યાલ રાખો. એવો વખત ન આવે કે તમારી જ આ ખોફનાખ શોધો તમારી જ જીંદગીનો છેડો લાવે !" નરહરી તિરસ્કારપૂર્વક ગર્જી ઉઠ્યો.

"ભવિષ્યનો વિચાર કરવાની મને ફુરસદ જ નથી. અમારો સંઘ તો વર્તમાનમાં જ માનનારો છે. મી. નરહરી, કહો જોઉં, અમારી આટલી અગાધ ભયાનક શકિત જોયા પછી તમે મને હવે એ બતાવી દેશો કે અમારી પ્રયોગશાળામાંથી તમે તફડાવેલ પ્રો. શીવમૂર્તિની અસલ ડાયરી તથા નવીન શોધ માટેના યંત્રોના નમૂનાની પેટી તમે કયાં છુપાવી રાખી છે?"

"બીજે કયાં? મારી વીર પત્ની માયાવતીના સખ્ત ચોકી પહેરામાં..."

"તમે એક વાર અમારા માણુસને ખોટી ડાયરી આપી છેતરવાનું ભયાનક સાહસ ખેલ્યું છે, એનો બદલો અમે આ પળે જ તમારી જીંદગીથી વસૂલ કરવા શક્તિમાન છીએ, છતાં તમારી જીંદગી કરતા પણ અમને અમારી એ ડાયરીમાંની શોધોના પ્રમાણો વધુ કીમતી ને કામના છે, એટલે જ હું તમને આ કાગળ ઉપર એ તમામ તાકીદે અમારા માણુસને હવાલે કરી દેવાની એક ચીઠ્ઠી તમારી પત્ની ઉપર લખી આપવા વિનંતી કરૂં છું."

"નરહરી પાસે એ આશા રાખવી નકામી છે. તમારામાં તાકાત હોય તો તપાસ કરી એ સિંહણુની દેખરેખ નીચેથી એ વસ્તુઓ મેળવી લાવો. એમાં મારી ચીઠ્ઠીની શી જરૂર છે?"

"એ રસ્તો છેવટનો છે, તમે ન સમજો તો!"

"અને હું એ સમજ ઉપર આવવાની સાફ ના પાડું છું."

"ઠીક, તો ચંગીસખાન, એના સાથી વિભાકરની ઉપર કાતીલ મૃત્યુ કીરણુના પ્રયોગનો અખતરો શરૂ કર."

નરહરી ચંગીસખાનના રાક્ષસી હાથમાંથી વિભાકરને છોડાવવા આગળ વધ્યો પણ સરદારે એની પીઠ પાછળ રીવોલ્વરની નોક ધરી એને રોકી દીધો. આંખ મીંચીને ઉધાડીએ એટલી વારમાં ચંગીસખાને વિભાકરને એ લોખંડી પલંગ ઉપર ચત્તોપાટ બાંધી દીધો. પેલું ભયાનક રાક્ષસી ચક્ર ચાલુ થઇ ચૂકયું. મૃત્યુના કાતીલ કીરણોનો ગોળાકાર પ્રકાશ વિભાકરનાં મોઢા ઉપર પડી એની ચામડીને દાહ દેવા લાગ્યો. થોડી વાર સુધી તો એ કઠણુ હૃદયના અમલદારે હિંમત રાખી સહન કર્યું, પણ આખરે પરસેવાના રેબઝેબ છૂટતાં એ અકળાયો. એણે વેદનાભરી ચીસો પાડવા માંડી. "ઓહ્...ઓહ્...નરહરી...મારૂં મગજ ઘૂમે છે. મારાં શરીરમાં ભયાનક આગ આગ પ્રસરી રહી છે. ઓહ્..."

નરહરી એનું દુઃખ ન જોઇ શકયો. એણે બળવાખોરોના ઝાલીમ સરદારને એ કારમી યાતના બંધ• કરી દેવાની વિનંતી કરતાં કહ્યું: "હું ચીઠ્ઠી લખી આપવા કબૂલ થાઉ છું. સજાને અમલમાં મુકવી સત્વર બંધ કરો."

સરદારના ઈશારાએ ચંધીસખાને પોતાની એ ઝાલીમ યાતનાના લોખંડી યંત્રમાંથી વિભાકરને છૂટો કર્યો. એ લગભગ બેહોશ જેવો થઈ જવા પામ્યો હતો. એના મોઢા ઉપર શુદ્ધિમાં લાવવા પાણી છાંટવામાં આવ્યું. દરમ્યાન સરદારે નરહરીના હાથમાં કાગળ પેનસીલ મૂકયા. નરહરી એની ઉપર કંઈ પણ લખતા પહેલા બોલ્યો: "પહેલાં મારા આ સાથીદારનાં શરીરમાંથી તમારા આ ઝેરીલા પ્રયોગની દાહની અસર નાબુદ કરો."

સરદારે પ્રો. શીવમૂર્તિ તરફ આંખો ફેરવી. શીવમુર્તિએ તરતજ પોતાની રસાયણોની બેગમાંથી એક સીસી કાઢી તેનો બુચ ખોલી વિભા-

કરના નાક પાસે ધરી. શ્વાસવાટે એની ગંધ શરીરની અંદર દાખલ થતાંજ વિભાકરને શાન્તિ વળી. એણે આંખો ઉઘાડી. સ્વસ્થતાથી ઉભા થઈ એણે નરહરી સામે જોયું. નરહરીએ બીજીજ પળે પોતાની પત્ની માયા ઉપર ચિટ્ઠી લખી સરદારના હાથમાં મૂકી.

વ્હાલી માયાવતી,

હું અને વિભાકર બળવાખોરોના પંજામાં ફસાયા છીએ. અમારા જાન જોખમમાં છે. આ ચીઠ્ઠી લખનારને પ્રો. શીવમૂર્તિની ડાયરી તથા યંત્રોવાળી પતરાની બેગ જે આપણા શયનખંડના પલંગની નીચેના ભેદી પોલાણમાં સંભાળપૂર્વક સંતાડી રાખી છે, તે આપી દેજો. નહિ તો અમારી જીંદગીની સહીસલામતી નથી.

લી. તારો નરહરી.

બહાર બારણા પાછળ સંતાઈને એક વ્યકિત આ બધું કારસ્તાન ક્યારની જોઇ રહી હતી. "હવે આ પહોંચાડવાનું કામ આપણે કોને સોંપીશું વારૂ ?" સરદારે ચિટ્ઠી તપાસી જોયા પછી શીવમૂર્તિની સલાહ લીધી.

"હું ધારૂં છું કે નં. ૧૨ ને આ કામ સોંપો. એ ગોમતીપુરનો અને નરહરીના ઘરનો સંપૂર્ણ અનુભવી છે. એણે એક વાર આગળ પણ આપણને બહુ જ હોશિયારીપૂર્વક મદદ કરી પોતાની કાબેલિયત સિદ્ધ કરી બતાવી છે."

"ભલે, તો એને બોલાવો."

ચંબીસખાને એ ઓરડાની દીવાલ પાસે જઇ એક નાનકડું ચક્કર ફેરવ્યું. તરત જ એક નાનકડું ખાનું દીવાલમાં દેખાયું. એમાં જુદા

જુદા નંબરોના વીજળીનાં બટનો હતા. સરદારે છેક પાસે જઇ એમાંથી ૧૨ નંબરનું બટન દાબ્યું.

ત્યારબાદ એણે નરહરી તરફ ફરીને કહ્યું: "જુઓ મી. નરહરી, તમારી ચિટ્ઠીમાં કોઇપણ જાતનો વિશ્વાસઘાત સાબીત થશે, અગર તો તમારી માયા અમારા માણસને ત્યાં પરહેજ કરવાનું યા બનાવવાનું કોઇપણ કાવત્રું કરશે તો તમારા બંનેની જીંદગી ક્ષણભર પણ અહીં સલામત નહી રહે, એ નક્કી માનજો."

ત્યાં નં. ૧૨ ના માણસે આવી સરદારને સલામ કરી. સરદારે એને સખ્ત સૂચના સાથે પેલી ચીટ્ઠી સોંપતા કહ્યું: "જો, આ ચીટ્ઠી લઇ તારે બહુ જ હોશિયારીથી નરહરીને બંગલે જવાનું છે. ત્યાં જઇ માયાવતીને એ આપજે. અને એ જે કંઇ આપે તે સત્વર લઇ મારા છૂપા વિચારખંડમાં હાજર થજે. સાથે એટલું ધ્યાનમાં રહે કે જે વસ્તુઓ લાવવા માટે હું તને મોકલું છું, એમાં જીંદગી ને મોતનો સવાલ છે. માયાવતી મહા ચતૂર બાઇ છે. એ તને છેતરવાનો કે તારી સાથે દગો રમવાની ચાલાકી પણ કદાચ ચલાવે. પકડાઇ જવાની પળે પળે ધાસ્તી છે. કદાચ એમ પણ બને કે તને આમાં લખેલી વસ્તુઓની સોંપણ કર્યા પછી તારો પીછો પણ પકડવામાં આવે. ખૂબ સાવચેતીથી કોઇને આપણા આ ભેદી નિવાસની ખબર ન પડે એમ હુંશિયારીથી કામ પાર પાડવાનું છે. એટલું ધ્યાનમાં રહે કે આ સાહસીક કાર્યનું ઇનામ રૂપીઆ એક હજાર છે. બોલ, તારાથી બનશે કે નહિ?"

"સરદારને આ મુસ્લીમ બચ્ચાની બહાદુરીમાં વિશ્વાસ નથી? દેખતી આંખમાં ધૂળ નાખી મેં ગોમતીપુરના નગરશેઠ વ્રજકીશોરના દીકરાને એક જ સૂચનાને ઇશારે આગગાડીમાંથી આબાદ ઉડાવી દીધો,

અને એને બદલે બીજા બનાવટી છોકરાને તૈયાર કરી ચાલુ સાઈકલે સોંપાવવાની અજબ હીકમત સૂચવી. એ મારાં પરાક્રમ આપ ભૂલી ગયા?"

સરદારની ઇચ્છા ન હતી છતાં આ બે બદામના મૂર્ખ ને હલકટ માણસે પોતાની બહાદુરીના બણગા ફુંકવા જતા પોતાનો પરિચય આપી દઈ બધું બારી માર્યું. કારણ કે હજુ એ ઓરડામાં ઉભેલા નરહરી તથા વિભાકરને ઓળખવા પામ્યો ન હતો. જે વાત નરહરીને કાને ન્હોતી પડવા દેવી એ આમ નં. ૧૨ ની ગફલતીથી પડી ગઈ. નરહરી કે જે એને ઓળખવા કયારનો ઉંડા વિચારમાં પડયો હતો, તે એકદમ બોલી ઉઠયો: "કોણ તાજખાન તેજ નં. ૧૨! સેવાસંઘનો સભ્ય!"

"તમે મને ઓળખો છો?"

"અલબત્ત! તાજખાન, હું ડિટેકટીવ નરહરી છું. અને આ હોમમેમ્બર વિભાકર સાહેબ છે."

તાજખાન ગભરાયો. એનાં શરીરમાં ભયની કંપારી વછૂટી તરતજ સરદાર એ પામી જઇ બોલ્યો: "છતાં એ બન્ને અત્યારે આપણા કેદી છે. અને તું આ કાર્ય બજાવી પાછો ફરશે ત્યાં સુધી એ બંને અહીંજ આપણા મહેમાન તરીકે રહેશે. મેં તારી જીંદગીની સહીસલામતી સાથે એમની જીંદગીઓની સહીસલામતીનું સાટું કીધું છે."

સરદારના આ શબ્દોએ તાજખાનને ફરી પાછી હિંમત આવી. એણે નીચાં નમી સલામ કરી પેલો કાગળ પોતાના કમરપટામાં સંભાળથી ખોસી જવા માટે એક ડગલું ઉપાડયું, ત્યાં નરહરી બોલ્યો: "જરા સબૂર. તાજખાન! વ્રજ-કીશોર શેઠના જૂના ને વિશ્વાસુ નોકર! તેં તારા માલીક સાથે પૈસાને

ખાતર દગાબાજી કરી નીમકહરામ બની એના એકના એક દીકરા "રમેશ"ને આગગાડીમાંથી ઉઠાવી આ હરામખોરોને હવાલે કર્યો..."

"પણ તેનું હવે છે શું?"

"એ હાલ ક્યાં છે? જીવતો છે કે મરી ગયો? બસ, હું એ જ જાણવા ઇચ્છું છું."

"વારૂ મી. નરહરી, એ જીવતો હોય તો તમે એ સંબંધમાં શું કરવા માગો છો?" તાજખાન તરફથી સરદારે એને જવાબ વાળ્યો.

"પુત્ર–વિયોગે પાગલ બનેલા એના માતાપિતાને હું એ પાછો સોંપવા માગું છું. એના બદલામાં એની પાસેથી તમે જે કહેશો તે બદલો અપાવવા પણ તૈયાર છું."

"એમ! તો રૂપીઆ એક લાખની બીજી ચીઠ્ઠી એની ઉપર લખી આપો જોઉં!"

"પણ તમારી તરફથી એક વાર રમેશને બદલે બીજોજ બનાવટી છોકરો આપી જવામાં આવ્યો હતો, એવો દગો ન થાય તેની શી ખાત્રી?"

"મી. નરહરી! એ દગાબાજી તમારી દગાબાજીના જવાબ રૂપે હતી. તમે ખરી નોટોને બદલે અમારા માણસને ખોટી નોટોના બંડલો આપવાની યુક્તિ રચી હતી એ અમને પહેલેથી જ ખબર પડી ગઇ હતી એટલે અમે પણ ખરા છોકરાને બદલે તમને ખોટો છોકરો સોંપવાની ચાલબાજી ચલાવી."

"પણ હું ખરી નોટોને બદલે ખોટી નોટો આપવાનો છું, એ ભેદ તમને ક્યાંથી માલમ પડયો?"

"શેઠના ઘરના જૂના ને ખુણેખુણાથી માહીતગાર એવા આ તાજખાને તમને થેલીમાંથી ખરી નોટો કાઢી તીજોરીમાં મુકતા જોઈ લીધા હતા. એણેઅમનેતરતજ ટેલીફોનથી ખબર આપી હતી. એની જ સૂચવેલી યુક્તિને અમલમાં મુકવાથી અમે તમને હાથતાળી આપવામાં ફાવ્યા હતા."

"ત્યારે હવે સમજાયું કે તમારા સેવા સંઘના જાસુસોની જાળ શહેરમાં દરેક નાની મોટી જગ્યાઓએ બહુ જ ભયાનક રીતે પથરાયલી છે. એમની વારંવાર મળતી બાતમીઓ ઉપરથી જ તમે ધારો તે કરી શકો છો, તેમજ અમારી અને છુપી પોલીસ ખાતાની તમામ યુક્તિઓને ઉંધી પાડો છો. શેઠની તીજોરીમાંથી ખરી નોટોનું બંડલ પણ ત્યારે તો આ તાજખાનેજ ઉડાવ્યું હોવું જોઇએ."

"અલબત્ત એ પરાક્રમ પણ આ બંદાનું જ છે." ફરી પાછાં ઓછી બુદ્ધિના મીયાંભાઇએ ફુલણજી બની જઈ મુછે તાલ દઇ ખંખારો ખાધો. "સરદાર સાહેબની સૂચના પ્રમાણે તીજોરીમાંથી ખરી નોટોના બંડલો ઉઠાવી લઇ તેમાં "**અમે કદી છેતરાતા નથી. તમારી ખરી નોટો પણ ગુમ થઈ છે. હવે દંડ તરીકે બીજા એટલા જ રૂપીઆ નહિ મળશે તો તમારા પુત્રને ચકકીમાં પીસી નાખવામાં આવશે.**" એ મતલબની ચીઠ્ઠી પણ મેંજ લખીને મુકી હતી.

વાંચક! હવે પોતાની આગલી યાદદાસ્ત તાજી કરશે તો એને સમજાશે કે રાણીગંજને સીમાડે આવેલા સીતા સરોવર કે જેમાં સરયુ નદીનાં પાણી વાળવામાં આવ્યા હતા, એમાં સ્ટીમ બોટ દ્વારા દોડી આવી લોખંડી બંગલાના કિલ્લામાંથી બારી વાટે બહાર ફેંકાયલી

* જુઓ ભાગ પહેલો: 'અજબ ઉઠાવગીર': પાનું: ૧૨.

રેશમની દોરીની મદદથી એક બાળકને બાથમાં મારી ઉપર ચઢી જનાર વજ્રદેહી વ્યક્તિ બીજી કોઇ નહિ પણ સરદારનો જમણો હાથ જેવો નરરાધમ ચંધીસખાન હતો! અને એને આ તમામ ખબરો પૂરી પાડી પૂરતો સાથ આપનાર બેવફા તાજખાન હતો!

× × ×

નરહરી "રમેશ" ને પાછો સોંપવાના બદલામાં એક લાખની રકમ શેઠ પાસે અપાવવા કબૂલ થયો, કે તરત જ સરદારની આંખના ઇશારાને સમજી જઇ ચંગીસખાને એક છુપી કળ દબાવી. સામેની દીવાલમાંથી સરરરર કરતો એક બહાર જવાનો રસ્તો ખુલ્લો થઇ ગયો. જોતજોતામાં ચંધીસખાન એ રસ્તે થઇને બહાર નીકળ્યો. થોડી જ વારમાં જ્યારે એ પાછો ફર્યો ત્યારે એના બંને હાથમાં એક બેહોશ છોકરો ઉંચકાયલો હતો.

નરહરીએ એને તપાસી જોયો. ગજવામાંથી શેઠે આપેલો ફોટો કાઢી એની મુખાકૃતિ મેળવી એની સંપૂર્ણ ખાત્રી કરી લીધી. પછી એણે એને શેઠ વ્રજકીશોર ઉપર એક ચીઠ્ઠી નીચે મુજબ લખી આપી.

શેઠ વ્રજકીશોર,

"સેવા સંઘ" ના સરદાર સાથે મેં રૂબરૂ મુલાકાત લીધી છે. એની સાથે થએલી સમજુતી પ્રમાણે મેં તમારા રમેશને આ ચીઠ્ઠી લાવનાર માણસ સાથે રવાના કર્યો છે. એના બદલામાં એને રૂપીઆ એક લાખની થેલી ઇનામ તરીકે આપી દેજો. મોકલેલો માણસ તમારી તરફથી થેલી લઇને અહીં પાછો ફરશે ત્યાં સુધી "રમેશ" ની જીંદગીના બદલામાં મેં અત્રે મારી જીંદગી જામીનગીરીમાં રાખી છે.

આપનો વિશ્વાસુ,

નરહરી.

"અને આ કામ આપણા બાબુને સોંપો." સરદાર એ ચીઠ્ઠી લેતાં બોલ્યો. "ચંઘીસખાન, તમે આ છોકરાને તથા ચીઠ્ઠીને લઇ જઇ ગોમતીપુરમાં બાબુને મારૂં નામ દઇ આપી આવો. એ શેઠને ત્યાં જઇ જો રૂપીઆની રકમ લઇ આવે તો તે લઇ પાછા ફરો. અગર જો કંઇ દગાબાજી રમાય તો રમેશને સહીસલામત પાછો કેમ ઉઠાવી લાવવો તેની તમને મારે સમજ આપવાની હોય નહી. જાવ...તમે તમારૂં કામ સંભાળો. અને તાજખાન, તું પણ હવે ચાલતો થા"

"સરદાર, માયાદેવી કદાચ ઘરમાં મને ન મળે તો!" તાજખાને જતા જતા પ્રશ્ન કર્યો.

"તો શું કરવું તે બાબતમાં ચંઘીસખાનને મળી સલાહ લેજે. એ પણ તને ગોમતીપુરમાં આપણા સંઘના સભ્ય બાબુજીને ત્યાં મળશે."

"જેવો સરદારનો હુકમ."

તાજખાન સલામ કરી ઓરડો છોડી ગયો. કે ચંઘીસખાને રમેશને ઉઠાવી ચાલવા માંડતા ઘોઘારી અવાજે પૂછ્યું: "અને હવે આ બંને કેદીઓ માટે શો હુકમ છે?"

"તાજખાન પાછો ફરે ત્યાં સુધી એ બંને ભલે આજ ઓરડામાં રહી આપણી જીવલેણ કરામતોનું પ્રદર્શન જોવાનો લાભ મેળવે!"

"જેવી સરદારની ઇચ્છા." કહી ચંઘીસખાન સામે છુપા દરવાજામાંથી ચાલતો થયો. એના ગયા બાદ એ દરવાજો હતો એમ પાછો ભીડાઇ ગયો.

"અને મને પણ મારી પ્રયોગશાળામાં જવાની રજા છે?" પ્રોફેસર હવે બોલ્યા.

"હા, પ્રોફેસર! એક વાત તો હું તમને કહેવાની ભૂલી જ ગયો. કલકત્તેથી કાગળ આવી ગયો છે. તમારા પ્રયોગો માટે જોઇતી રસાયણીક દવાઓ તથા તમામ યંત્રો ને સાધનોના ઓર્ડરો અપાઇ ચૂકયા છે. આપણી નવીન શોધની તૈયારી હવે કયાં સુધી આવી ચુકી છે?"

"સરદાર મને "જીવતા હાડપિંજર" ની કરામત માટે પૂછી રહ્યા છે?"

"હાસ્તો"

"આમ અખતરાઓ તો હું કંઇ કેટલા કરી ચૂકયો છું, પણ હવે કોઇ જીવતા જાગતા માણસની ઉપર એ પ્રયોગ કરી જોવો છે. મને એવા જીવલેણ અખતરા માટે કોઇ ઇન્સાન મળશે? જેની જીંદગી સાથે હું આ કાતીલ રમત રમી શકું?"

"અલબત્ત...બોલો તમને કેવી વ્યકિતની જરૂર છે? સ્ત્રીની, પુરૂષની કે બાળકની?"

"બની શકે ત્યાં સુધી કોઇ યુવાન સ્ત્રી મળે તો વધુ ઠીક..."

"પ્રોફેસર! સ્ત્રી કરતા મારી ધારણા મુજબ જુવાન પુરૂપ વધુ ઠીક થઇ પડશે. કારણ કે એનાં કાંડામાં એકે સપાટે માણસને દાબી ગુંગળાવવા જેટલી તાકાત તો જોઇશેને?"

"એ તાકાત તો મારી વૈજ્ઞાનિક શક્તિ આપશે. પણ પુરૂપ કરતા સ્ત્રીનાં કોમળ હૃદય ઉપર હું મારી હીપ્નોટીક શક્તિની અસર બહુજ જલ્દી કરી શકીશ વળી પુરૂપ કરતાં સ્ત્રી-હૃદય ઉપર કાબુ પણ બહુજ સહેલાઇથી રહેશે."

"ભલે તો પેલી રાજકન્યા અનુરાધા ચાલશે?"

"ઘણું જ સારી રીતે. મારે તો કોઇપણ સ્ત્રી જોઇએ."

"તો પછી કાળ કોટડીની પાસેની ઓરડીમાં એ કેદ છે. નરેન્દ્ર-મોહન પાસે એને મંગાવી લેજો, કારણ હવે એ આપણને કોઇ કામની રહી નથી. આપણે ધારતા હતા કે એનો રાજા પિતા એને છોડાવવા લાખોની રકમ બદલામાં આપવા તૈયાર થશે, પણ એણે તો આ ડિટેક્ટીવ નરહરીની સલાહ મુજબ ચાલી એક પાઈ પણ પરખાવવાની ચોકખી ના પાડી છે વળી મેં અનુરાધાને આપણી ટોળીમાંના નરેન્દ્રમોહન જેવા કોઈ યુવકને પરણી જઇ આપણા "સેવાસંઘ" ની જાસુસ તરીકે પ્રતિજ્ઞા લઇ રાજમહેલની તમામ બાતમી પુરી પાડવા સમજાવી જોઈ. પણ એ મમતી બેની એક થતી નથા. એટલે એને તમારી શોધના અખતરામાં કામે લઈ લેવી એજ હવે ઠીક છે."

"ભલે, જેવી આપની મરજી. પણ એ ધ્યાનમાં રહે સરદાર, કે મારો એ અખતરો જીવલેણ છે. એમાં કદાચ એની જીંદગી પણ જવાની દહેશત રહે છે."

"આપ એ માટે બેફિકર રહો. મને મારા ઉપર આપણા સેવા-સંઘના સંચાલક તરફથી આ અખતરાને સફળ બનાવવા તમામ સ્વતંત્રતાના ને સત્તા બક્ષવામાં આવી છે."

"તો મને વાંધો નથી."

"શું રાજકુમારી અનુરાધા અહીં તમારી કેદી છે?" નરહરી એ બંને વચ્ચેની વાતચીત સાંભળી બોલી પડયો.

"હા, કેમ વારૂ?"

"અને તમે આ દોજખના દૈત્યની હિંસક ને વિનાશક શોધોના અખતરા માટે એનો ઉપયોગ કરવાના ઇરાદા પર છો?"

"ઇરાદો નહિ પણ નિશ્ચય!"

"અરે પણ એ રાજકન્યા છે, એ તો જરા ખ્યાલ રાખો. મહારાજ શિવકુમારને આ બાબતની ખબર પડશે તો તમારાં માથાં સલામત નહી રહેવા પામે."

"મી. નરહરી, તમને એક વાર તો કહી ચૂકયા કે અમે દુનિયાની કોઇ વ્યક્તિ કે શક્તિથી કદાપી ડરતા નથી. હા, તેમ છતાં તમે જો અનુરાધાને બચાવી લેવા માગતા હો, એમને માટે તમને બહુજ લાગણી હોય ને જો તમારાં દીલમાં રાજભક્તિની લાગણી ખદબદી રહી હોય તો અનુરાધાને બદલે તમે અમને માયાવતી સોંપવા તૈયાર થાવ..."

"ચૂપ રહે બદમાશ ઘાતકી..." નરહરી ઉશ્કેરાઇને એને એક તમાચો ચોડી દેવા આગળ ધસી ગયો, પણ વિભાકરે સમયસૂચકતા વાપરી એને પાછળથી પકડી લીધો.

"પ્રોફેસર, ચાલો ને તમે નરેન્દ્રમોહનને મારો હુકમ સંભળાવી તમારો પ્રયોગ શરૂ કરાવો." કહેતો સરદાર શીવમૂર્તિને લઇ બહાર નીકળી ગયો. લોખંડનો ભયાનક દરવાજો કળ દબાતા પાછો બંધ થઇ ગયો.

બંને જણ દશેક કદમ આગળ વધ્યા હશે ત્યાં અત્યંત અજાયબી વચ્ચે તેમણે એક વ્યકિતને જમીન ઉપર ઉંધે મોઢે પડેલી જોઇ. શીવમૂર્તિએ નીચા વળી તેને ચત્તી કરી. જો કે એનાં મોઢા ને કપાળનો ઘણો ભાગ દાઝી જવા પામ્યો હતો છતાં એને ઓળખી કાઢતા વધુ વાર ન લાગી.

એ સેવાસંઘનો સભ્ય નં ૧૨ તાજખાન હતો!



(૪)

તાજખાનને આમ અચાનક મરણતોલ હાલતમાં પડેલો જોતાંજ સરદારની આંખોમાંથી અંગારા ઝરવા લાગ્યા. તે દાંત પીસીને બોલ્યોઃ "પ્રોફેસર, આજ સુધી તો હું એમજ સમજતો હતો કે આપણાં માર્ગમાં નરહરી અને એના પોલીસ ખાતાના જ સાથીદારો નડતર રૂપ છે, પણ આજે મને ખાત્રી થઈ છે કે એ લોકો ઉપરાંત પણ આપણી વિરૂદ્ધ આપણાંજ ગયબી સ્થાનમાં આપણને હાથચાલાકી બતાવવાની હિંમત કરનાર એવો કોઈ બે માથા ધરાવનાર મગરૂર માનવી છે ખરો! અને આપણે હવે સૌથી પહેલી ખબર એજ હરામખોરની લેવી જોઇશે. હું ધારૂં છું આપણી આ મૃત્યુ કોટડીની અંદરની તમામ વાતચીત એ બદમાશે બહાર બારણાને ઓથે લપાઇને જરૂર સાંભળી હોવી જોઇએ અને એ સાંભળ્યા પછીથીજ એણે આપણા આ વફાદાર સાથી ઉપર હુમલો કરવાનું ભયાનક સાહસ ખેડયું હોવું જોઇએ. તમે આ બાબતમાં શું ધારો છો?"

પ્રોફેસર શીવમૂર્તિના કાન સરદારનાં મોઢામાંથી સડસડાટ સરતી જોશીલી વાણી તરફ હતા, જ્યારે એના હાથ ને મગજ તાજખાનના દાઝી જવા પામેલાં મોઢાની ચિકિત્સા કરવામાં રોકાયા હતા. તપાસ કરી રહ્યા બાદ એ ઉભો થયો અને બોલ્યોઃ "સરદાર, આ સાહસ કરનાર માણસ બીજો કોઈ નહિ પણ કાળકોટડીનો જબરજસ્ત પોલાદનો દરવાજો તોડી પલાયન થઈ જનાર એજ આપણો કેદી ચંદ્રનાથ છે."

"ચંદ્રનાથ! આપણો દુશ્મન બન્યો? એક મગતરૂં હાથીની સરસાઈ કરવા મેદાને પડયું? એનામાં આટલી હદ સુધીની હિંમત!

પ્રોફેસર ! તમારી ભૂલ થતી હશે. હું નથી માની શકતો. ચંદ્રનાથમાં એટલી તાકાત નથી."

"આમાં તાકાતની એવી કોઈ જરૂર નથી નામદાર ! જે વૈજ્ઞાનિક શોધથી પોલાદના દરવાજાની લોખંડી કમાન નકામી બનાવવામાં આવી એજ શોધથી તાજખાનની આ હાલત કરવામાં આવી છે. દુશ્મન બળવાન નથી, કિન્તુ એને હાથે ચઢેલી એ અજબ કરામત અવશ્ય પ્રસંસા માગી લે એવી છે."

"એની પાસે એવી ભયાનક શોધ કયાંથી આવી હશે ?"

"એજ રહસ્ય હવે તમારે શોધી કાઢવાનુ છે, એટલુજ નહિ પણ એની પાસેથી એ કીમતી ને ઉપયોગી કરામત તમારે હાથ કરવી જરૂરી છે. આપણને એ ભવિષ્યમાં અત્યંત ઉપયોગી થઈ પડે એમ છે"

"ઠીક છે. એમજ થશે. ચંદ્રનાથ પણ મારા પંજામાંથી બચીને કયાંય જઈ શકે એમ નથી. તાજખાનને લેબોરેટરીમાં ઉઠાવી લઇ જઈ શુદ્ધિમાં લાવો મારે એની પાસેથી અમુક બાબતો જાણી લેવી છે."

એટલું કહી સરદારે બહારની દીવાલના એક કાણા પાસે જઇ એક નાનકડું બટન દાબ્યું. પછી એ બોલ્યો: "નં. ૧૫ તથા. નં. ૧૭ મૃત્યુ કોટડીના દરવાજા પાસે હાજર થાવ. સરદારનો હુકમ છે."

× × ×

પ્રોફેસર શીવમૂર્તિ પ્રયોગશાળામાં નં. ૧૫ તથા નં. ૧૭ ના ચોકીદારોની મદદથી સરદાર તાજખાનનું બેશુદ્ધ શરીર ઉંચકાવી લાવ્યો. એની ઉપર જાતજાતના પ્રયોગો કરવામાં આવ્યા. આસરે અડધા ઉપર કલાકની સતત મહેનત પછી તાજખાન સંપૂર્ણ શુદ્ધિમાં આવ્યો સરદારે એને ધીમેથી પૂછ્યું: "તાજ ! તારી આ હાલત કેવી રીતે થઇ ?"

"નામદાર, તમારી પાસેથી હું જેવો ઓરડામાંથી બહાર નીકળ્યો ને પાંચ સાત કદમ આગળ વધ્યો ત્યાં દરવાજાની પાછળથી સંઘનો એક વખતનો સભાસદ ચંદ્રનાથ મારી સામે ધસી આવ્યો. એના હાથમાં રીવોલ્વર જેવું લોખંડનું નાનકડું હથીયાર હતું. એણે મને નરહરીએ લખી આપેલી ચીઠ્ઠી પોતાને હવાલે કરવા જણાવ્યું. મેં ચોકખી ના પાડી ને તમને-સરદારને બુમ પાડવાની ધમકી આપી એટલે એણે તરતજ મારી તરફ એની રીવોલ્વરની નેમ તાકી ઘોડો દબાવ્યો. અંદરથી ગોળી છૂટી મને ઘાયલ કરશે એવો ભય ઉત્પન્ન થતાં મેં ચીસ પાડવા મોઢું પહોળું કર્યું, પણ મારાં મુખમાંથી અવાજ નીકળે એ પહેલાં ધુમાડા જેવો ઝેરી ગેસ એ રીવોલ્વરની નળીમાંથી નીકળી મારાં મોઢા ઉપર પથરાયો. દેવતામાં હાથ નાખીએ ને દઝાય એવી ભયાનક બળતરા મને થઇ અને હું બીજી જ પળે બેહોશ થઇ નીચે જમીન પર પછડાઇ પડ્યો. પછી શું થયું? એની મને ખબર નથી; પણ હું ધારૂં છું કે એ હરામખોર મારા કમરપટાના પાકીટમાંથી એ અગત્યનો કાગળ જરૂર ઉઠાવી ગયો હશે." એટલું કહી તાજખાને સૂતા સૂતા જ પોતાના કમરપટા પર બાંધેલા પાકીટનું બટન ઉઘાડી અંદર હાથ નાખ્યો. ખરેખર! કાગળ ગુમ થયો હતો.

"અફસોસ! આપણી ધારેલી બાજી ધૂળમાં મળી ગઇ. હવે શું કરશું પ્રોફેસર?"

"હજુ નરહરી આપણી કેદમાં જ છે. એને ફરીવાર ચીઠ્ઠી લખી આપવાની ફરજ પાડો."

"પણ તે લઇને આપણો માણસ માથા પાસે જઇ પહોંચે તે પહેલાં ચંદ્રનાથ એ ચોરી લીધેલી ચીઠ્ઠીનો ઉપયોગ કેમ નહિ કરી નાખે?"

"તો એક કામ કરો. તમે આપણા છુપા રેડીઓ-સેટ યાને સંદેશ વાહક મારફત ગોમતીપુરના મારા વિશ્વાસુ માણસ વિશ્વાસબાબુને આ બાબતની ખબર કરો."

"તમારી એ યુક્તિ બરાબર છે." કહી સરદારે પ્રોફેસરની એ અદ્‌ભુત્ પ્રયોગશાળામાં આવેલી ટેબલ ઉપરની નાનકડી ઘડિયાળની કડીને ચાવી આપી. તરતજ અંદરનો ચંદો ફરી ગયો એક નાનકડું યંત્ર ખુલ્લું થયું. સરદારે એને મોઢા પાસે રાખી બોલવા માંડયું: "એલવ...એલવ... હું સરદાર... પ્રોફેસર શીવમૂર્તિની પ્રયોગશાળામાંથી બોલું છું. તમે કોણ છો?

વિશ્વાસબાબુ એક બંગાળી નવજુવાન હતો. એ છુપી પોલીસ ખાતામાં નોકરી કરતો હતો. "સેવા સંઘ" ની જમાતમાં એ પણ પૈસાને લોભે જોડાયો હતો અને પોલીસ ખાતાની તમામ છુપી બાબતો એને પૂરો પાડવામાં આવેલ છુપા રેડીઆ મારફત એ નવરાશે એકાંતમાં પ્રોફેસરને પુરી પાડતો હતો. પ્રોફેસર શીવમૃતિના એ ખાસ જમણા હાથ જેવા માણુસે પોતાના ઓરડામાં રાખેલું પ્રયોગશાળાની ઘડીઆળ જેવુંજ સંદેશ વાહક ઘડીઆળ ઘંટડી વાગતા ઉંચકયું. એણે સરદારને જવાબ વાળ્યો: "એ તો હું વિશ્વાસબાબુ...બોલો......શો હુકમ છે?"

"મેં ચંઘીસખાનને નરહરીની એક ચિટ્ઠી લઇને મોકલ્યો છે. એ વ્રજકીશોર શેઠને બતાવી એક લાખની રકમ લઇ આવી ચંઘીસખાનને તમારે સુપ્રત કરવાની છે. વધારામાં એ જેવો તમને મળવા આવે કે તરત એને ખબર કરજો, કે ન્હાસી છુટેલો ચંદ્રનાથ તાજખાનને ઘાયલ કરી માયા ઉપર લખવામાં આવેલી નરહરીની બીજી ચીઠ્ઠી લઇ અહીંથી તમારી તરફ આવ્યો છે. એ માયાને મળી એ ચીઠ્ઠીનો ઉપયોગ કરે

અને આપણી ડાયરી તથા યંત્રોની પેટી મેળવવામાં આવે તે પહેલાં એને ગીરફતાર કરી યા જાનથી મારી નાખી ગમે તેમ પણ એ ચિઠ્ઠી હાથ કરો. અને જો એમ ન થઈ શકે તો છેવટે રાજમહેલમાંથી એની પત્ની ચંદ્રાને ઉપાડતા આવો."

વાતચીત પૂરી થયા બાદ તાજખાનને મોઢા ઉપર મલમપટ્ટા કરી આરામને માટે એના ઓરડામાં રવાના કરવામાં આવ્યો. ત્યાર બાદ સરદાર બોલ્યો: "હું નથી ધારતો કે હવે મારે નરહરી પાસે જઇ બીજી ચીઠ્ઠી લખવાની જરૂર રહે."

"નહીજ, પણ મને એમ થાય છે કે ચંદ્રનાથ પાસે એ તદ્દન નવીન જાતનું વૈજ્ઞાનીક હથીયાર આવ્યું કયાંથી? જરૂર નરહરીએજ એની સાથે મળી જઈ એને એ સુપ્રત કર્યું હશે"

"પ્રોફેસર! તમારી બુદ્ધિ બહેર મારી ગઇ છે. નરહરી એવો મૂર્ખ નથી કે એવી કાતીલ કરામતનો ઉપયોગ પોતે કરી પોતેજ આપણા બંદીખાનામાંથી ન્હાસી જવાને બદલે ચંદ્રનાથનો વિશ્વાસ કરી એને છોડાવે."

"તમારીજ સમજફેર થાય છે નરહરી જાણે છે કે એ પોતે અહીંથી પલાયન થઇને પણ આ મહેલના છુપા રસ્તાઓથી બેખબર હોઈ સહેલાઇથી બહાર નીકળી શકશે નહિ. જયારે ચંદ્રનાથ તમામ છુપા રસ્તાઓથી માહીતગાર હોઈ સહીસલામત અને સત્વર બહાર જઈ પોતાનો ધારેલો સંદેશ ધારેલી જગ્યાએ ધારેલે સમયે પહોંચતો કરી મદદ લઈ આવશે."

"એમ બનવા જોગ છે. ત્યારે ચંઘીસખાનને આપણો સંદેશો મળે ને એ ચંદ્રનાથની પૂંઠ પકડે એ પહેલાં કંઇ નવાજુની થાય તો!"

"જો ચંદ્રનાથ જીવતો ચંઘીસખાનના હાથમાં પકડાય તો મારી ધારણા મુજબ આપણે એને માફી આપવાનો બનાવટી ડોળ કરી પાછો પૈસાની લાલચથી મેળવી લેવો."

"અને ન પકડાયો તો!"

"તો પછી મારી જીવતી હાડપંજરની છેલ્લામાં છેલ્લી શોધ એનો પીછો પકડી એને પાતાળમાંથી પણ શોધી કાઢી તમારી પાસે હાજર કરશે."

"પણ તમારી એ શોધ સંપૂર્ણ થશે કયારે?"

"કલકત્તાથી રસાયણો અને પ્રયોગશાળાના માટે મંગાવેલા સાધનો તમે મને સોંપો કે તરતજ...દરમ્યાન મેં આપના ફરમાન મુજબ મારા એ અખતરાની પ્રાથમીક તૈયારી તો કયારનીય શરૂ કરી દીધી છે. નરેન્દ્રમોહનને મેં અનુરાધાને કેદખાનામાંથી લઇ આવવા મોકલ્યો છે. એને હીપ્નોટીઝમ પાવરથી બેશુદ્ધ કરવાની ટેવ પાડતાં મને કદાચ એક બે દિવસ લાગશે. કારણ એ મમતી છોકરી પાછળ મારે પસીનો ઉતારવો પડશે."

"ઠીક છે, તમે તમારી નવી શોધને અમલમાં મુકવાની તૈયારી આદરો દરમ્યાન હું ચંદ્રનાથને ગીરફતાર કરવાની કોઇ નવી યુકિત અજમાવું છું. સાથે આપણા "સેવાસંઘ" ના મુખ્ય સંચાલકને પણ આ બધી બાબતની ખબર કરી દુશ્મનોના દાવથી હુંશિયાર રહેવાની મારી ફરજ બજાવું છું"

આટલું કહી સરદાર પ્રયોગશાળાનો વિશાળ ખંડ છોડી એક છુપે રસ્તે થઇ પોતાના ખાસ ખાનગી ઓરડામાં આવ્યો. આરામખુરસી પર પડતું નાખી એ સ્વગત બડબડવા લાગ્યો: "ચંદ્રનાથ! મારા નવો દુશ્મન ઉભો થયો! જો એ નરહરીને મળી ગયો હશે, તો ગોમતીપુર

પહોંચી જઈ નરહરી તથા વિભાકરના કેદ પકડાયાની ખબર માયાને પહોચાડી આપણા આ ભેદી લોખંડી મહેલ પર પોલીસ ફોજનો દરોડો લાવે તો! હરામખોર ચંદ્રનાથ અહીંના તમામ માર્ગોથી જાણકાર છે. વળી એની પત્ની ચંદ્રા પણ રાજમહેલની એક ચતૂર દાસી છે. એ પણ સંઘની સભ્ય તો છે જ, છતાં એની મારફત પણ એણે સંઘની ઘણી ઘણી ખાનગી બાબતો જાણી હશે. નરહરી કરતા એ હરામખોર ધારશે તો મારો હજાર ઘણો ભયાનક દુસ્મન થશે." થોડીવાર વિચાર કર્યા પછી એ પાછો બબડયો: "બસ એમજ. એને મહાત કરવાને માટે એજ ઉપાય બરાબર છે. પોતાની પત્ની ચંદ્રાને મળી એ રાજદરબારમાં કાંઈ પણ નવીન હીલચાલ ચલાવવા શકિતમાન થાય એ પહેલાંજ ચંદ્રાને ત્યાંથી ગુમ કરી દેવી. એની જીંદગીના બદલામાં એને પોતાનું મોઢું બંધ કરવા તથા મારે શરણે આવવા ફરજ પાડવી. દરમ્યાન કલકત્તેથી પ્રયોગશાળાના સાધનો પણ આવી જશે, ને પ્રોફેસરની નવીન શોધ પણ તૈયાર થઇ જશે પછી જખ મારે છે એ ચંદ્રનાથ ને નરહરી! બંને દુસ્મનોનું એકી સાથે કાસળ કાઢી નાખતા શી વાર લાગવાની છે?" આવા મનમાં ને મનમાં હવાઇ કીલ્લા ચણતો એ રાજદ્રોહી આત્મા ખડખડાટ હસી પડ્યો.

એના એ હાસ્યના જવાબ રૂપે એને એક વિચિત્ર દ્રશ્ય દેખાયું. એના એ ખાનગી ને ચોકીદારોથી સુરક્ષિત ઓરડાનુંજ છુપું દવાર સરરરર કરતું ઉઘડી ગયું. એમાંથી એક મોઢા ઉપર નકાબ નાખેલી વ્યકિત ધીમે પગલે અંદર ધસી આવી.

"કોણ છે... તું..." સરદાર ગર્જના કરતો પોતાની આરામ-ખુરસી ઉપરથી ઉભો થઇ એને પકડવા દોડ્યો.

"એટલેજ રહો. રાજરાજેશ્વરી યશકુમારી! આગળ એક ડગલું પણ વધશો તો નાહક જાનને જોખમમાં મુકશો." કહેતી એ નીડર વ્યકિતએ રીવોલ્વરવાળો હાથ એની છાતી સામે ધર્યો.

સરદારના છુપા વેશમાં "સેવાસંઘની" ભયાનક સંસ્થા ચલાવતી મહારાણી યશોકુમારી જેટલી એ આવનારથી કે એના હાથ માંહેની પીસ્તોલથી ન ડરી એટલી એનાં મોઢામાંથી પોતાના સાચાં નામનું સંબોધન નીકળવાથી ડરી ગઇ. જેમ જેમ એ નવીન વ્યકિત પીસ્તોલવાળો હાથ એની છાતી સામે તાકી આગળ વધતી ગઇ તેમ તેમ એ ડરની મારી પાછી હઠતી ગઈ.

"કૃપા કરી પાછા હતા એમ આરામખુરસીમાં બિરાજી જાવ."

જરા આનાકાની પછી બીજાને હુકમ કરવા ટેવાયલી એ સરદાર યુવતી એના હુકમને તાબે થઇ આરામખુરસીમાં બેઠી. આવનારે એને કહ્યું: "હવે હું જે કંઇ પૂછું તેનો સાચેસાચા જવાબ આપો."

"મને હુકમ કરનાર ને મારી પાસેથી કોઇ પણ જાતના જવાબની આશા રાખનાર એવો તું બુરખાધારી છે કોણ?"

"મને ઓળખવો છે! ભલે, તમારી એવીજ ઇચ્છા છે, તે લ્યો, પહેલાં મને બરાબર ઓળખી લ્યો. મારી મહારાણી સાહેબ, હું પણ તમારા જેવીજ એક નીડર અને બહાદુર અબળા છું." એટલું કહેતા એ વીર યુવતીએ પોતાનાં મોઢા ઉપરથી નકાબ ઉંચકી લીધો. મહારાણી યશકુમારી એનું મોઢું જોતાંજ અજાયબીથી બોલી ઉઠી:

"કોણ માયા! નરહરીની પત્ની!"



# ( ૫ )

મૃત્યુ કોટડીમાં પુરાયલા નરહરી અને વિભાકર બદમાશોના ચાલ્યા ગયા બાદ પોતાના છૂટકારા માટે મસલત કરવા લાગ્યા. આંખો સામે પડેલું રામદેવ શર્માનું શબ શયતાનોના હદ બ્હારનાં રાક્ષસી હૃદયની સાક્ષી પૂરતું હોઈ ઘડીએ ને પળે એ બંને નીડર અને બહાદુર જવાંમર્દોને પણ અત્યારે ડરાવી રહ્યું હતું. તેમાં વિભાકર તો આ રાક્ષસી યંત્રણાલયની એ જીવલેણ યંત્રણાનો થોડો ઘણો આસ્વાદ થોડીજ વાર ઉપર લઇ ચૂક્યો હતો. નરહરી કરતાં એના દીલમાં વિશેષ ગભરામણું થતી હતી. જે છુપે રસ્તે થઇને ચંઘીસખાન જોતજોતામાં અલોપ થઇ ગયો એ રસ્તો શોધી કાઢવા નરહરી બારીકાઇથી તપાસ ચલાવી રહ્યો હતો, જ્યારે વિભાકર તો અહીંજ "જીંદગીના સોએ વરસ પૂરા થઈ જશે" એમ માની લઇ એક ખુણામાં કપાળે હાથ મુકી નિરાશ ચહેરે ઉંડા વિચારમાં બેસી રહ્યો હતો.

ત્યાં એકાએક નરહરી બુમ પાડી ઉઠયો: "વિભાકર...વિભાકર... મને છુપી કળનો પત્તો લાગી ગયો."

વિભાકર એની પાસે દોડી જાય એ પહેલાં તો નરહરીએ સામેની દીવાલ ઉપર ગોઠવવામાં આવેલા બે નાનકડા લોખંડના હેન્ડલો ઘડિયાળમાં છ વાગે જેમ કાંટા હોય છે, તે પ્રમાણે સામ સામા ગોઠવી દીધા. તરતજ સરરરર કરતું એક નાનું સરખું લોખંડનું બારણું નીચે સરી ગયું. નરહરી અને વિભાકર બંને નીચા વળી એમાંથી બહાર કુદી પડયા. અંદર જતાંજ બારણું એની મેળે પાછું હતું એમ બીડાઇ ગયું, અને એમ થતાની સાથેજ અંદર ઘોર અંધકાર છવાઇ ગયો.

આ અંધારી ગુફામાં જાણુકાર માણસ સિવાય બીજા કોઇથી આગળ વધી શકવાની હિંમત કરી શકાય એમ ન્હોતું. નરહરીએ પોતાના કોટના ગજવામાંથી નાનકડી બેટરી કાઢી. બેટરીના પ્રકાશમાં એણે જમીનમાં નીચે ઉતરવાના પત્થરના પગથીઆં જોયાં. બંને એ પ્રકાશમાં સંગાટાબંધ પગથીઆ ઉતરવા લાગ્યા. બંને ભાગ્યેજ ચાળીસ પચાસ પગથીયાં ઉતર્યા હશે ત્યાં એની બંને બાજુએ જવાના અલગ અલગ બે ફાંટાઓ આવ્યા. એમાંથી કઇ બાજુએ જવું એનો હવે વિચાર કરવાનો હતો. કારણ કે કયો માર્ગ કયાં નીકળશે એની કંઇજ માહીતી ન હતી. મહા પ્રયાસે મૃત્યુ કોટડીમાંથી છૂટકારો મેળવ્યા પછી વળી કોઇ બીજી નવી આફતમાં સપડાઈ જવાની ક્ષણે ક્ષણે બહીક રહેતી હતી.

બંને વિચાર કરતાં એ છેલ્લા વિશાળ પગથીઆ ઉપર જરા વાર શ્વાસ ખાવા બેઠા. ત્યાં નરહરીને તીવ્ર કાને કોઇનાં રૂદન અને ડુસકાનો ધીમો અવાજ આવ્યો. જે તરફથી એ અવાજ આવી રહ્યો હતો એ તરફ નરહરી આગળ વધવા લાગ્યો. વિભાકરે એને પરાઈ મદદ કરવા જતાં પોતાની જાનને આફતમાં મુકવાનું સાહસ ન કરવાની સલાહ આપી, પણ એ બહાદુર ને દયાળુ ડિટેકટીવે એની એ સલાહ ન ગણુકારી. જેમ જેમ બંને આગળ ને આગળ વધવા લાગ્યા, તેમ તેમ ડુસકાં ને રૂદનનો અવાજ વધુ ને વધુ જોરથી એમને કાને અથડાવા લાગ્યો. નરહરી હવે એટલું સાફ સમજી શકયો કે પોતે ખરે રસ્તે આગળ વધી રહ્યો છે, કારણ કે જે કાળકોટડીમાં પોતે કેદ હતો, અને ત્યાં જે દર્દભર્યો કરૂણ અવાજ એને કાને પડયો હતો, તેજ જાતનો અવાજ અત્યારે એ સાંભળી રહ્યો હતો. એ અવાજ તરફ લક્ષ્ય રાખી

આગળ વધતા વધતા એ પોતાને જે કોટડીમાં પુરવામાં આવ્યો હતો એની પાડોશની ઓરડીમાં આવી પહોંચ્યો. હવે રૂદનનો અવાજ સ્પષ્ટ સંભળાતો હતો. ઓરડીની બહાર એક પહેરેગીર એક. લોખંડની ખુરસી ઉપર બેસીને પોતાના ખંજરની ધાર ચળકતી કરી રહ્યો હતો. નરહરીએ એને પોતાના માર્ગમાંથી કેમ દુર કરવો તે એક ક્ષણવારમાં નક્કી કરી લીધું. વિભાકરના કાનમાં ધીમેથી ખાનગી સૂચના કરી એ સિંહ જેમ પોતાના શિકાર પર છલંગ મારી કુદે તેમ એ બેફામ રખેવાળ ઉપર કુદયો. એણે એને ગરદનમાથી એક હાથે પકડી બીજે હાથે એક મજબુત ઠોંસો એનાં મોઢા ઉપર માર્યો આ ઓચિંતા હુમલાથી ગભરાઇ ગએલા એ પહેરેગીરના હાથમાંથી એનું ખંજર જમીન ઉપર પડી ગયું. એ કમરપટામાંથી પીસ્તોલ ખેંચી કાઢે એ પહેલાં તો વિભાકરે વીજળીની ઝડપે એ આંચકી લીધી. એનાં મોઢામાંથી મદદ માટેની ચીસ બહાર પડે એ અગાઉ નરહરીના રાહોડી મુક્કાએ એને સામેની દીવાલ સાથે જોરથી અફાળ્યો. એની નસકોરી ફુટી ગઈ. માથું લોખંડની મજબૂત દીવાલ સાથે અફળાવાથી એમાંથી પણ લોહીનો દદૂડો છૂટયો. એ બેશુદ્ધ થઇ નીચે પટકઇ પડયો.

જરા પણ વખત ન ગુમાવતા નરહરીએ એની કમરે લટકતો ચાવીનો ઝુમખો લઇ લોખંડનો મજબુત દરવાજો ઉઘાડી નાખ્યો. એની સૂચના મુજબ પેલા બેહોશ ને ઘાયલ ચોકીદારનું શબ અંદર ઘસડી જવામાં આવ્યું. અંદરના થોડા ભાગમાં હજુ ઘોર અંધારૂજ હતું. નરહરીએ બેટરીનો પ્રકાશ ફેંકતા ધીમેથી કહ્યું : "મી. વિભાકર, હવે એક ક્ષણ પણ ગુમાવવાની નથી. તમે સત્વર આ પહેરેગીરના કપડા પહેરી લઇ બહાર એની જગ્યા ઉપર દરવાજો બંધ કરી એજ પ્રમાણે

ખંજરની ધાર ચકચકીત કરતા બેસી જાવ અને પુરતી સંભાળ રાખો. હું અંદર આગળ વધી એ સ્ત્રીને..."

"સ્ત્રી..." વિભાકર, ચમકી ઉઠયો. "તો શું આ કોટડીમાં કોઇ સ્ત્રી કેદ છે? એનાં રૂદનનો આ અવાજ છે?"

"જી...હા..."

"પણ નરહરી, તમે હજુ અંદર આગળ વધી પુરી તપાસ કર્યા વગર એમ શા ઉપરથી કહી શકો છો?"

"મી. વિભાકર! આ નરહરીને પુરૂષનાં ને સ્ત્રીનાં રૂદનના અવાજની તથા પદ્ધતિની સારી રીતે પરીક્ષા છે. આટલા સ્પષ્ટ ડુસકાંઓના અવાજ ને વચ્ચે બોલાતા તૂટક શબ્દો ઉપરથી જો હું એટલું પણ ન સમજી શકું કે એ સ્ત્રી છે, તો પછી મારી જાસુસીકળાની કીંમત જ કયાં રહી?"

"શાબાશ."

"અને એ સ્ત્રી પણ કોઈ સામાન્ય સ્ત્રી નહિ પરંતુ ગોમતી-પુરના મહારાજા શીવકુમારની ગુમ થએલી રાજકન્યા અનુરાધા જ છે."

"તમે શું કહો છો?"

"બહુ વિસ્તારથી એ બધું સમજાવવાનો અત્યારે વખત નથી. હું અંદર જઇ એને મદદ કરવાનું વચન આપી એના દીલનો વિશ્વાસ જીતી લઉં છું. ત્યાર બાદ........." બાકીના શબ્દો એણે એને બહુજ ધીમેથી કાનમાં કહ્યા.

"શું એટલી બધી હિંમત......"

"હા, કારણ કે હું એ હરામખોર શીવમૂર્તિની નવી પ્રયોગશાળામાં જઈ એ જીવતા હાડપિંજરની નવીન કરામતનો અખતરો મારી નજરો-નજર જોવા માગું છું."

" નરહરી, તમે આ હાથે રહીને મોતના ડાચામાં હાથ નાખવાનું અવિચારી સાહસ ખેડો છો, એમ તમને નથી લાગતું ? "

" સાહસ વગર સિધ્ધી ને નામના નથી મળતા સાહેબ ! લ્યો ચાલો. તમે તમારૂં કામ જલ્દી શરૂ કરો. અને જુઓ સાંભળી લ્યો. નરેન્દ્રમોહન અનુરાધાને જોવો લેવા આવે કે તમારે દરવાજો ઉઘાડતાં પહેલાં મોટેથી ખંખારો ખાવો કે અંદર અમને ખબર પડે. હું અનુરાધાને આ બારણાને ઓથે છુપાવીશ. નરેન્દ્રમોહનના ગયા બાદ રાજકન્યાને લઇ અહીંથી તમારે સહીસલામત છટકી જવાનું છે. બહુજ સંભાળથી કામ લેજો. એની સોંપણુ મારા મકાનમાં જઇ માયાવતીને કરજો. એને હાલ રાજમહેલમાં રાખવાની નથી. બાકી આગળ ઉપર શું કરવું તે તમામ મારા પાછા ફર્યા બાદ થઇ રહેશે. વધુમાં તમે રાજકન્યાને ત્યાં છોડી જો હું સાંજ સુધીમાં પાછો ન ફરૂં તો આજ રસ્તે થોડાક ચુનંદા સિપાઇઓ સાથે મારી મદદે આવી પહોંચજો. " કહેતા નરહરીએ ચાવીનો ઝુમખો એમની સામે ફેંકયો.

વિભાકર કે જે લગભગ એ પહેરગીરના કપડાં ઉતારી વાત કરતો કરતો તેના પોશાકમાં સજ્જ થઇ ચૂકયો હતો તેણે તે કમરપટામાં લટકાવતાં સવાલ કર્યો: " એ બધું તો જાણે ખરૂં, પણ પહેલાં એ તો બતાવો કે આ લાસની વ્યવસ્થા હવે શી કરવી છે ? "

" એ બધું હું ફોડી લઇશ. "

" વારૂ, અને જાણે કે હું અનુરાધાને નસાડી લઇ તો જાઉં પણ મને રસ્તો ન જડે અને કદાચ કોઇ દુશ્મનનો માણુસ સામે મળે તો ! "

" તમે દુશ્મનના માણુસના પહેરગીરના પોશાકમાં છો, એટલે બધા તમને પોતાનીજ ટોળીનો માણુસ સમજશે. તમારા પટા ઉપર તમારો નંબર ૨૧ લખેલો છે, તે તમારે જે કોઇ સામેથી આવે તેને

કહેવો. અને કેદી અનુરાધાને માટે શંકા ઉઠાવે તો ખુલાસો કરવો કે સરદારના ખાસ હુકમથી આ કેદીને આજે મહેલ બહાર આવેલા સીતા સરોવરમાં સ્નાન કરી આવવાની છુટ આપવામાં આવી છે. તે પ્રમાણે એને હું લઇ જાઉં છું."

"અને કદાચ એ સાહસમાં પકડાયા તો!"

"તો કમરપટામાં આ પિસ્તોલ, ખંજર વગેરે હથીઆરો તો છે ને! એનો ઉપયોગ કરજો. સમજ્યા? હવે જાવ......"

વિભાકર શંકાશીલ દીલે બહાર આવ્યો. નરહરીની સૂચના મુજબ એણે દરવાજો પાછો હતો એમ બંધ કર્યો. ત્યારે બાદ એ ખુરસી ઉપર બેસી ખંજરની ધાર ચળકતી કરવાના કામમાં રોકાયો પણ એની આંખો ચારે તરફ કોઇ આવે છે કે કેમ તે જોવા તરફ લાગી રહી હતી.

× × ×

બીજી તરફ નરહરી બેટરીના પ્રકાશમાં આગળ વધ્યો. આગળ વધતાંજ એણે એ લોખંડી મહાલયમાં એક હવા ઉજાસને માટે મુકવામાં આવેલું એક માણસ જઇ શકે એવું જાળીયું જોયું. એને અંદરથી સાંકળ હતી. એણે એ ઉઘાડી બહાર ડોકીયું કર્યું. બહાર ખુલ્લા મેદાનની જગ્યા આવેલી હતી. દીવાલ પંદરથી વીસ ફીટ ઉંચી હતી. ખુલ્લા કિનારાની પાસે નિર્મળ કાચ જેવા સીતા સરોવરના પાણી વહી રહ્યા હતા. એને લાગલોજ નવો વિચાર સ્ફુર્યો. એ આવ્યો હતો એ રસ્તે પાછળ દોડયો. એણે બારણા ઉપર ટકોરા કર્યા. વિભાકરે ચમકીને એકદમ દરવાજો ઉઘાડયો. નાક ઉપર આંગળી મુકી એ વિભાકરને ગુપચુપ અંદર ઘસડી ગયો. પેલા પહેરેગીરનું બેશુદ્ધ શરીર બંનેએ ઝોળીની માફક ઉંચકી લીધું. પેલા જાળીયા પાસે લઇ એમાંથી એને બહાર ફેંકી દેવામાં આવ્યું. ત્યારબાદ એ બોલ્યો: "એક પીડા તો ટળી. હવે તમારો

-નાસવાનો રસ્તો પણ ઘણોજ સરળ થઇ પડયો છે. જુઓ સામે નજર કરો. પેલા ખુંણામા લોખંડની સાંકળો દોરડાઓ વગેરેના ઢગલા પડયા છે. એમાંથી એક ઉઠાવી એનો એક છેડો આ જાળીયા સાથે મજબુત બાંધજો, ને બીજો નીચે લટકતો નાખી દઇ એની મારફત તમે ને અનુરાધા વિના મુસ્કેલીએ પસાર થઇ જજો. સમજી ગયા ? ”

અગાઉના સૂચવ્યા કરતાં નરહરીનો આ બીજો ઉપાય ઓછો જોખમકારક હતો એટલે વિભાકરે એ પસંદ કરી ડોકું ધુણાવ્યું. પાછો એ દરવાજે બહારથી દઈ પહેલાની માફક પહેરેગીરની પોતાની જગા સંભાળવા લાગ્યો. નરહરી જાળીયું બંધ કરી દઈ અંદર આગળ વધ્યો.

થોડેક દુર જતાં એક લોખંડના સળીયાવાળો દરવાજો એણે દીઠો. એને અંદરને ભાગે એક નાની ઓરડી હતી. એમાં ઉપરની છતમાંથી સંપૂર્ણ અજવાળું પડતું હતું. ખરેખર! એની માન્યતા સાચી જ હતી. રાજકુમારી અનુરાધા એ ઓરડીની એક દીવાલમાં ઊભી ઊભી ડુસકાં ભરી રહી હતી. બેટરીનો પ્રકાશ એનાં મોઢા ઉપર ફેંકી નરહરીએ જોયું તો એને જણાયું કે એના ગળા નીચેનો ભાગ દેખાતોજ ન હતો. ફક્ત એનું મોઢુંજ જણાતું હતું. બાકીનું અંગ દીવાલની અંદરના ખાંચામાં કોઇ દેખી ન શકે એમ કોઇ ભેદી કરામત દ્વારા ઢાંકી દેવામાં આવ્યું હતું.

બેટરીનો પ્રકાશ પોતાનાં મોઢા પર પડતાંજ અભાગીની અનુરાધાને એમ લાગ્યું કે પાપાત્મા સરદારની સવારી પાછી પોતાને સમજાવવા ને પોતાના પિશાચી કાર્યોમાં સાથ આપવાને સીતમો વરસાવવા આવી ચૂકી છે, એટલે એણે એનું મોઢું પણ જોવાનું પસંદ કર્યું નહિ. એણે એનું મસ્તક નીચું નમાવી બંને આંખો મીંચી દીધી. એનાં મોઢાંમાંથી “ઓ ભગવાન...” એટલા બે શબ્દો નીકળી પડ્યા

બીજીજ પળે નરહરીએ સરરરર કરતો એ લોખંડી દરવાજો છુપી કળ દબાવી જમીનમાં સેરવી દીધો.

" અનુરાધા, રાજકુમારી..." એણે ગદ્‌ગદ્‌ કંઠે પાસે જઇ એનું નીચું ઝુકેલું વદન પોતાના એક હાથે ઉંચુ કરતાં કહ્યું.

" દૂર થા...નીચ...પાપીની...કુલકલંકીની...મને ન સ્પર્શીશ ". સરદારના છુપા વેશમાં પોતાની ઉપર અત્યાચાર કરતી રાજમાતા યશકુમારીને આવેલી સમજી ધિક્કારથી એને ગાળો દેતી એની સામે લાલચોળ આંખે એ જોઈ રહી. પણ અરે આ શું ? એણે પોતાની સામે કોઈ અન્ય વ્યકિતને જ ઉભેલી જોઇ. એ અત્યંત આશ્ચર્યના સાગરમાં ડુબી ગઈ.

" હું આપના પિતાનો અને રાજ્યનો સેવક છું. મને ન ઓળખ્યો ? મારૂં નામ ડિટેકટીવ નરહરી છે."

" નરહરી ! " એ હર્ષભેર જોરથી બોલી ઉઠી. " ધીમે...બ્હેન..." એણે નાક ઉપર આંગળી મુકી એને બહુજ આસ્તે બોલવાની સમજ પાડી. " હું જાનને જોખમે તમને મદદ કરવા-બચાવવા આવ્યો છું."

" તમારો ઉપકાર, ભાઇ ! તમે ઉભા છો એ જગાએ એક ભોંયરૂં છે. એ ઉઘાડી એમાંનું ભેદી ચક્ર ગોળ ફેરવો એટલે તમે મારૂં આખું શરીર જોઈ શકશો."

અનુરાધાના કહેવા મુજબ નરહરીએ કર્યું, કે તરતજ દીવાલની સાથે અડોઅડ મળી ગએલો લોખંડનો એક ભાગ નીચે જમીનમાં ઉતરી ગયો. હવે એ અનુરાધાને પગથી તે માથા સુધી આખી જોઇ શકયો. એને દીવાલની પછીત સાથે ઉભી રાખવામાં આવી હતી. એના બંને પગ નીચે દીવાલ સાથે જડેલા લોખંડના કડા સાથે મજબુત દોરડા વડે બાંધી દેવામાં આવ્યા હતા. બંને હાથ પહોળા કરી બે બાજુએ જુદા

જુદા રસી વડે લોખંડના મજબૂત કડાઓમાં જકડી લેવામાં આવ્યા હતા. એનાથી ચસાય કે નાસી જવાનો પ્રયત્ન સરખો થાય એવું રહ્યું જ ન હતું.

નરહરીએ એના હાથ-પગના બંધન સત્વર છોડી નાખી એને બહાર કાઢી. ચોવીસે કલાક ઉભી ને ઉભી રહી અકડાઈ ગએલી એ કમનસીબ રાજકન્યાએ બહાર નીકળ્યા પછી જરા વાર શ્વાસ ખાધો. નરહરીએ એને સવાલ કર્યો:

"તમારો ખાવા-પીવા વગેરેનો બંદોબસ્ત કેવી રીતે થતો હતો વારૂ?

"બપોરે અને રાત્રે બે વખત પહેરેગીર આવીને ફક્ત મારા હાથ છૂટા કરતો. મારા મોં પાસે ભોજનની થાળી ધરવામાં આવતી એમાંથી હું મને ભાવે એ દુઃખે પાપે ખાઇ લેતી. કે તરત પાછી મને આ સ્થિતિમાં બાંધી દેવામાં આવતી. રાતના દસ વાગ્યા પછી આ ભોંયરામાંનું બીજુ ચક્કર પહેરેગીર ફેરવતો એટલે મને જે દીવાલના ભાગ સાથે બાંધવામાં આવતી તે આડો થઇ જતો, અને કેમ જાણે હું પથારીમાં સુતી હોઉં એમ દેખાવ લાગતો. પહેલાં તો બાંધેલા હાથ પગે મને ઉંઘજ આવી શકતી ન હતી, પણ હમણા હમણા છેલ્લા આઠેક દિવસથી રાજમાતાને બહુ કાલાવાલા કર્યા પછી પહેરેગીરને ફક્ત રાતના દસથી સવારના છ સુધી મારા બંને હાથ છૂટા મુકવાનો હુકમ થયો છે."

"સરદાર તેજ રાણી યશકુમારી છે, એ સિવાય તમે અહીંના બીજા કોઈ એવા ખાસ ભેદથી જાણકાર થયા છો?"

"નહી, મને અહીં રાખવામાં આવી તે પછી મેં બીજા કોઇને એના સિવાય મારી પાસે આવતા કે વાત કરતા જોયું નથી. ફક્ત એજ મને વારંવાર અહીં આવી પોતાના "સેવા સંઘમાં ભળી જઇ એને રાજગાદી મેળવવાના છુપાં કાવત્રામાં મદદ કરવા સમજાવી રહી છે."

"વારૂ, તો હવે અહીંથી ન્હાસી છૂટવા માટે તમે મારા કહ્યા મુજબ એક સાહસ ખેડવા તૈયાર થશો?"

"મારાથી બને તેવું હશે તો જરૂર."

"તો જુઓ સાંભળો. દરવાજા પરના પહેરેગીરને ઘાયલ અને બેહોશ બનાવી અમે જાળીયા વાટે બહાર ફેંકી દીધો છે. એની જગાએ એના પોશાકમાં મારો વિશ્વાસુ સાથી ને રાજના સરકારી ખાતાના હોમ મેમ્બર વિભાકર સાહેબને મેં ગોઠવ્યા છે. મને ખબર મળી છે કે સરદારના હુકમથી તમારી ઉપર એક નવીન શોધનો અખતરો કરવા તમને તે લઇ જવા હમણા થોડી જ વારમાં એનો સાથીદાર અહીં આવી પહોંચવાનો છે. એ આવે તે પહેલાં તમે તમારા વસ્ત્રો ઉતારી મને આપી દયો અને મારાં વસ્ત્રો તમે પહેરી લ્યો. તમારી જગાએ એ શયતાનની લેબોરેટરીમાં હું જવા માગું છું. મારા ગયા બાદ તમને વિભાકર સાહેબ આ જાળીયાને છુપે રસ્તે થઇને સહીસલામત નસાડી જશે. બોલો તમે તૈયાર છો?"

"મારો જાન બચાવવાના કોઇ પણ પ્રયત્નમાં હું તમને સાથ આપવા તૈયાર છું."

"પરંતુ તમારે અહીંથી બચી જઇને રાજમહેલમાં જવાનું નથી, પણ હું કહું ત્યાં સુધી મારે ત્યાં મારી પત્ની માયાના ભેગાજ રહેવાનું છે."

"નરહરી, તો શું હું આટલા વખત પછી પણ મારા બાપુને રાજમહેલમાં જઈ પાછી ન મળું?"

"એમાં તમારાં જીવનની હાની છે, રાજકુમારી! તમારા બાપુ-મહારાજ શીવકુમાર હાલમાં તદ્દન બદલાઇ ગયા છે. એમનાં મગજની હાલત દુરસ્ત થાય ત્યાં સુધી તમે મારામાં વિશ્વાસ રાખો."

"ભલે, જેવી તમારી ઇચ્છા."

થોડીજ વારમાં નરહરીએ પોતાનાં વસ્ત્રો કાઢી અનુરાધા પાસે મૂક્યા. અનુરાધાએ એક ખુણામાં જઈ એ સપાટાબંધ બદલી નાખ્યા. ત્યાર બાદ નરહરી કે જે સ્ત્રીવેશ ધરવાની બહુરૂપીકળામાં પૂર્ણ પાવરધો હતો અને જે અગાઉ એક વાર ગીસ સેલના અંગ્રેજી લેડી વેશમાં પ્રોફેસર શીવમૂર્તિ વગેરેને સજ્જડ થાપ આપી આવ્યો હતો, તેણે સપાટાબંધ અનુરાધાના તમામ કપડાં ને શણગાર સજી દીધાં. એની પાસે ગજવામાં અમુક સાધનો તો તૈયાર જ હતા. એક નાનકડો આયનો સામે રાખી એણે સાથે રાખેલી રંગની ડબ્બીમાંથી પોતાના ચહેરાને બહુ જ ખુબી પૂર્વક અનુરાધાના ચહેરા જેવો બનાવી દીધો માથાને બંધબેસ્તી વીગ પણ તૈયાર જ રાખેલી હતી. સંપૂર્ણ તૈયારી થઇ ગયા બાદ એણે અનુરાધાને પોતાને એનાં જગ્યા ઉપર બાંધી દઈ થોડીવારને માટે બારણાંને ઓથે છુપાઇ જવા કહ્યું. અનુરાધા એના કહેવા મુજબ નરહરીને પોતાની જગ્યાએ ગોઠવી દઇ બારણાને ઓથે પુરૂષવેશમાં લપાઈ ઉભી.

ભાગ્યેજ દશ બાર મીનીટ થઈ હશે, ત્યાં સરદારના હુકમનો અમલ કરવા નરેન્દ્રમોહન બે માણસો સાથે બહાર આવી પહોંચ્યો. એણે પહેરેગીર વિભાકરને બારણું ઉઘાડી પોતાની સાથે અંદર આવવા કહ્યું. વિભાકર એની સાથે અંદર ગયો. નરેન્દ્રમોહને પોતાની સાથે આવેલા એક સેવાસંઘના સભ્યને અનુરાધાને છૂટી કરી બહાર લાવવાનો હુકમ કર્યો. તરત જ તેણે હુકમનો અમલ કર્યો. સ્ત્રીવેશ ધારી નરહરીને અનુરાધા માની નરેન્દ્રમોહન બોલ્યો: "તારે મારી સાથે ગુપચુપ લેબોરેટરીમાં આવવાનું છે. જગતસિંહ, એની આંખે પાટો બાંધી દયો."

વેશધારી અનુરાધાની આનાકાની છતાં નરેન્દ્રના સાથીદારોએ એના બંને હાથ પાછળથી દોરડા વડે બાંધી એની આંખે પાટો બાંધી દીધો. ત્યારબાદ નરેન્દ્ર એને લઈ પ્રયોગશાળા તરફ જવા ચાલતો થયો.

એના ગયા બાદ પહેરેગીરના વેશમાં વિભાકર ફરી પાછો અંદર આવ્યો. બારણાને ઓથે લપાયલી અનુરાધા પુરૂષવેશમાં બહાર નીકળી એને નરહરી ધારી પહેલાં તો વિભાકર જરા છેતરાયો, પણ પાછળથી રાજકુમારીએજ એની ભૂલ ભાંગી.

"હવે કોઇ આવી પહોંચે એ પહેલાં આપણે બંનેએ અહીંથી પલાયન થઇ જવું જોઇએ." વિભાકરે ભયથી કંપતા અવાજે કહ્યું.

"હું તૈયાર છું."

"તો ચાલો."

વિભાકરે નરહરીની સૂચના મુજબ પેલા જાળીયા સાથે દોરડું બાંધી દઇ સહુથી પહેલાં અનુરાધાને એની મારફત બહારને ભાગે ઉતારી ત્યાર બાદ એ પોતે એજ દોરડા મારફત બહાર ઉતર્યો.

"અનુરાધા, ચાલો..." એમ બોલતો વિભાકર એની તરફ ફર્યો.

પણ અરે આ શું? એટલી વારમાં અનુરાધા ક્યાં ગઇ? નરહરીના વેશમાં સજ્જ એવી રાજકુમારીને પોતે ઘડી પહેલાં બચાવી બહાર ઉતારી તે ત્યાં ન્હોતી. તેની જગાએ પોતે જે પહેરેગીરને બેહોશ ને ઘાયલ બનાવી આ પરાક્રમ કીધું હતું તે ત્યાં ઉભો હતો. એણે એનો હાથ પકડયો. "હા...હા...હા...હા" એ મોટેથી હસ્યો. પણ વિભાકરે હિંમત રાખી પોતાનું આ કાવત્રું પકડાઇ ગયું છે એમ જાણતાંજ કમરપટામાંથી કાતીલ ખંજર કાઢી એનાં પેટમાં હુલાવી દીધું.

બીજીજ પળે એણે ન્હાસી છૂટવા પાસે વહેતા સીતા સરોવરના અગાધ જળમાં આંખ મીંચીને ઝંપલાવી દીધું.



૬

નરહરી તથા વિભાકરે મળી જે પહેરેગીરને ઘાયલ તથા બેહોશ કરી જાળીયામાંથી બહાર ફેંકી દીધો હતો તે ધારવા કરતાં જલ્દી શુદ્ધિમાં આવ્યો. 'દુશ્મનો આ છુપા આવાસમાં પ્રવેશી ચૂકયા છે, તથા કેદીને નસાડી જવાના પ્રયાસો કરે છે,' એ ખબર સત્વર સરદારને પહોંચાડવા એ પાછળને છુપે રસ્તે ચાલતો થયો. પરંતુ સરદાર પ્રયોગશાળામાં કોઇ મહત્વના કાર્યમાં રોકાયા હોવાની ખબર મળતાં એ પોતાના બેચાર સાથીદારોને સત્વર આ બાબતની જાણ કરી પોતાની સાથે જાળીયાના બહારને ભાગે મદદ લઈ ગયો. આગળથી ગોઠવી રાખેલી યુકિત મુજબ જેવી પુરૂષવેશધારી અનુરાધા જાળીયામાંથી દોરડા વાટે પ્રથમ બહાર આવી તેવી જ એને પાછળથી બદમાશોએ મોઢામાં ડુચો મારી પકડી લીધી. પેલા પહેરેગીરની સૂચના મુજબ એને બીજી જ પળે સરદાર સમક્ષ ખડી કરવા લઇ જવામાં આવી.

ફકત એક જ સાથીદાર પેલા પહેરેગીરની સાથે ત્યાં રોકાયો. અનુરાધા પછી એજ દોરડા વાટે વિભાકર બહાર આવ્યો. પણ જેવો પહેરેગીર એને પકડી લે તેવા જ એ ચતૂર ને બહાદુર માણસે એના પેટમાં આંખના અણુસારામાં કાતીલ ખંજર હુલાવી દીધું. એ ત્યાંને ત્યાં જ રામશરણ થઇ પડ્યો. પેલો બીજો સાથીદાર આ દ્રશ્ય જોતાં જ ડરી ગયો. મદદે જવાનો અને વિભાકરને પકડવાનો વિચાર પડતો મૂકી એ જીવ બચાવવા મુઠ્ઠીઓ વાળી છુપે રસ્તે પલાયન થઇ ગયો. જ્યારે વિભાકરે સરોવરમાં પડતું નાખ્યું.

એ બાહોશ તરવૈયો હતો. જોતજોતામાં સરોવર તરી જઇ એ સામે કાંઠે નીકળી ગયો. ત્યાંથી ઘોડાગાડી કરી એ સહુથી પ્રથમ ગોમતીપુરમાં નરહરીને ત્યાં માયાની મુલાકાત લેવા ઉપડી ગયો.

× × ×

બીજી તરફ ચંઘીસખાન નરહરીની ચીઠ્ઠી લઇ જેવો છુપે વેશે વિશ્વાસબાબુને જઇ મળ્યો, કે તેણે સંદેશ વાહક મારફત પોતાને "ચંદ્રનાથના ગુમ થયાનો તથા તેને અગર તેની પત્નીને પકડી સરદાર સમક્ષ હાજર કરવાનો" સરદાર તરફથી મળેલો અગત્યનો સંદેશો કહી સંભળાવ્યો. ચંઘીસખાન શેઠના પુત્ર રમેશને તથા નરહરીની ચીઠ્ઠીને સોંપતા બોલ્યો: "ત્યારે વિશ્વાસબાબુ, આ કામ તમે કરો. દરમ્યાન હું માયાને બંગલે પહોંચી જઇ ચંદ્રનાથને સપડાવી આવી પહોંચું છું. તમને ખબર તો છે ને કે નરહરી તથા વિભાકરબાબુ બંને હાલમાં આપણા સરદારના કેદી છે, એટલે એમની ગેરહાજરીમાં મને માયાને મળી મારી ધારણા પાર પાડતા બહુ મુસ્કેલી નહિ પડે."

"ભલા માણસ, માયા પણ ગઇ કાલની ગોમતીપુરમાં નથી. એ નરહરી તથા વિભાકરની તપાસ કરવા આપણા ભેદી નિવાસસ્થાન તરફ ચાલતી થઇ છે, એવી મને જાસુસખાતા તરફથી છુપી બાતમી મળી છે." છુપી પોલીસખાતામાં નોકરી કરતા વિશ્વાસબાબુએ નવી ખબર આપી.

"તો તો વળી સોના કરતાં પણ પીળું. હું ચંદ્રનાથને વિના મુસ્કેલીએ મારા પંજામાં ફસાવી શકીશ." ચંઘીસખાને હર્ષભેર ગર્જી ઉઠ્યો.

"પણ જોજે, એ ડિટેકટીવના ઘરમાં દાખલ થતાં પહેલાં બહુ જ સંભાળજે."

"તમે વ્રજકીશોરને ત્યાં ક્યાંક ભૂલથાપ ન ખાઇ જાવ એ ધ્યાન રાખજો." જવાબમાં ચંપીસખાને એને ટાણો માર્યો.

ત્યારબાદ બંને પોતપોતાને સોંપાયલા કાર્યો બજાવવા જુદા જુદા વેશ પરિધાન કરી ચાલતા થવા.

× × ×

આ તરફ નરહરી તથા વિભાકરના ગયા બાદ માયા પેલો હીરાનો કંઠો મહારાણી મેનાવતીને પાછો આપવાને બહાને રાજમહેલમાં દાખલ થઇ. એણે ધીમે પગલે રાજમહેલમાં આવેલા મહારાણીના ખાસ ખાનગી આવાસમાં પગ મૂકયો. એ વેળા એણે જે દેખાવ જોયો તે જોઇને એ અત્યંત અચંબો પામી.

પોતાને વિના સંકોચે હીરાનો કંઠો પહેરવા આપનાર દીલાવર ને દયાળુ મહારાણી મેનાવતી ગંભીર બીમારીને ખાટલે પટકાઈ પડી હોય તેમ પલંગમાં પડી હતી. રાજદાસી ચંદ્રા એને બળાત્કારે દવા પાઇ રહી હતી. રાણી એ દવાનું ગ્લાસ પાછું ઠેલતા એને કરૂણ કંઠે કહેતી હતીઃ "ચંદ્રા, કૃપા કરી મને હવેથી એ દવા પાવાનું માંડી વાળ. મને લાગે છે કે રાજમાતા તરફથી મારી તંદુરસ્તીને બહાને અપાતી આ દવા મારા કાળજામાં ચીરાડા પાડી રહી છે. મારી તબિયત સુધરવાને બદલે દિવસે દિવસે એનાં અનુપાનથી ગળાતી જઇ રહી છે. વિનંતી કરી કરીને થાકી છતાં કોણ જાણે કેમ મહારાજા પણ આજ કેટલાય દિવસથી અહીં ફરકતા નથી. અને કોઇ કોઇ વાર ફરકે છે, તો કેમ જાણે બદલાઇ ગયેલા પાગલ જેવા ! એ મારી કોઇ વાત કાને નથી નાખતા ! મને કહેવામાં આવે છે કે મારી પુત્રીના ગુમ થવાથી એમનાં હૃદયને સખત આઘાત લાગ્યો છે અને એ આઘાતમાં એઓ દીવાના બની ગયા

છે. પણ મારે ગળે આ વાત નથી ઉતરતી. મને એ બાબતમાં વહેમ છે. હું અત્યારે–આ પળેજ રાજમાતા યશકુમારીને મળી એ બાબતની ચોખવટ કરવા માગું છું. જા...બોલાવી લાવ એમને...જા... એ દવા હવે પછી હું નથી પીવાની..." કહેતા મેનાવતીએ એક આંચકો મારી ચંદ્રાના હાથમાંથી એ દવાનો ગ્લાસ ફેંકાવી દીધો.

ચંદ્રા પલંગ પાસેથી ઉભી થઈ બહાર ચાલી ગઈ. માયા તરતજ મહારાણીની પાસે જઈ પહોંચી. "આ આપનો હીરાકંઠો. હું લગ્નમાં પીએર જવાની હતી પણ અચાનક માંડી વાળ્યું છે, એટલે પાછો આપવા આવી છું."

"માયા, આવ બેસ, બ્હેન!" મહારાણીએ એના હાથમાંથી કંઠો લઈ પલંગની પથારી નીચે મુકતા એને વ્હાલથી પોતાની પાસે બેસાડી. "તારો નરહરી હાલ ક્યાં છે? એ કેમ દેખાતો નથી?"

"એ અનુરાધા બહેનને ઉઠાવી જનાર બદમાશોની તપાસ કરવા ગયા છે."

"આમતેમ નજર કરી એકાંત છે એમ ખાત્રી થતાં એ ધીમેથી બોલી: "બ્હેન અહીં રાજમહેલમાં પણ એ બદમાશોએ કોઈ ભયંકર કાવત્રુ રચેલું લાગે છે. તારા નરહરીને તું જેમ બને તેમ જલ્દી ખબર કરજે. મને પરાણે દવા પાઈ બીમાર બનાવવામાં આવી છે. મહારાજાને કોણ જાણે કેમ તે પાગલ બનાવી દેવામાં આવ્યા છે. અહીંની દાસીઓ પણ મારૂં કહ્યું માનતી નથી. બધા રાજમાતાના હુકમનું પાલન કરે છે..."

એ આગળ એક પણ શબ્દ બોલે તે પહેલાં બહારથી કોઈના હસવાનો ખડખડાટ અવાજ આવ્યો. મેનાવતીએ ગભરાતા ગભરાતા

કહ્યું: " માયા, બેન, તું આ પલંગ નીચે જલ્દીથી છુપાઇ જા...એ પાગલ મહારાજા આ તરફ આવી રહ્યા હોય એમ છે."

માયા સપાટાબંધ પલંગ નીચે છુપાઇ ગઇ. થોડીજવારમાં ગાંડાની માફક ચેનચાળા કરતા મહારાજા શીવકુમાર ઓરડામાં દાખલ થયા. એની પાછળ દાસી ચંદ્રા હતી. શીવકુમાર મહારાણીની પાસે પલંગમાં આવી બેઠા. "મેના ..ચંદ્રા કહે છે કે તું દવા નથી પીતી?"

" ના, હું હવેથી દવા નથી પીવાની...મને દવાની જરૂર નથી. મને વહેમ છે..."

" ચંદ્રા! ગ્લાસમાં દવા લાવ." શીવકુમારે હુકમ કર્યો.

ચંદ્રાએ સીસીમાંથી બીજો ભાગ કાઢી ગ્લાસ ધર્યું. પતિએ પત્નીને માથે હાથ ફેરવતા કહ્યું: " ડાહી થઇને આ દવા પી જા. લે, રાજમાતા તારી દુશ્મન નથી."

" ના, હું નથી પીવાની..."

" પી...જા...પીવીજ પડશે..." કહી ડોળા કાઢી મહારાજાએ એક હાથે એનું માથુ તકીયા સાથે દબાવી બીજે હાથે એ દવા એનાં મોઢામાં બળાત્કારે રેડી દીધી. ચંદ્રાએ એ વખતે રાણીના બંને હાથ પકડી રાખ્યા હતા.

પરંતુ આમ પરાણે દવા પાવાથી એ અશકત શરીર બેહોશ થઇ ગયું. શીવકુમાર પલંગ ઉપરથી ઉભો થયો. એ ચંદ્રા તરફ જોઈ ખડખડાટ હસી પડયો. ચંદ્રા પણ એનાં સાથે હસી પડી.

" હવે હું જાઉં છું. તું એની ખાસ સંભાળ રાખજે. મને લાગે છે કે એ છેલ્લા બે દિવસથી કંઇક ન જાણવાનું જાણી ગઈ છે. પણ ફીકર નહિ હવે એ બીજા બે દિવસ આ દુનિયામાં નહિ કાઢે."

એટલું કહી એ આવ્યો હતો એજ રસ્તે બહાર ચાલ્યો ગયો. એના ગયા બાદ ચંદ્રાએ મહારાણીનાં શરીર ઉપર ચારસો ઓઢાડી દઇ આમતેમ ખાંખાંખોળા કરવા માંડયા. પથારીની નીચેથી પેલો હીરાકંઠો એના હાથમાં આવ્યો. એણે એ આનંદની સાથે પોતાના ગળામાં પહેર્યો. સામેના મોટા આયનામાં પોતે કેવી લાગે છે, તે એક વાર સામે ઉભા રહીને જોયું. પછી હરખભેર બોલી ઉઠી: "બસ, મહારાણીનો કાંટો નિકળી જાય એટલે પછી રાજમાતા અને મહારાજ રાજસિંહાસને બીરાજશે. મારા ચંદ્રનાથને દીવાનપદું મળશે. અને હું દીવાનની પત્ની બની એક દાસીમાંથી મહારાણીની ખાસ મિત્ર-ખાનગી સલાહકાર બની આવા હીરામોતીના અલંકારો અને કીમતી વસ્ત્રોથી મારી દેહલતાને શોભાવીશ."

બરાબર એજ વખતે એની પીઠ પાછળ કોઇએ પીસ્તોલની નોક ધરી સત્તાસૂચક અવાજે કહ્યું: "ચંદ્રા! રાજદ્રોહીની! તને કેદ કરવામાં આવે છે."

એ બેબાકળી બની પોતાના આ સ્વગત ઉદ્દગારો સાંભળી જનાર વ્યકિતને ઓળખવા તેની તરફ ફરી. "કોણ માયાવતી! તમે...અહીં..." એ થરથરવા લાગી.

"હા...ચંદ્રા! તારૂં પાપ હવે મારાથી અજાણ્યું નથી રહ્યું. જો જીંદગીની સલામતી ચાહતી હોય તો હવે તારે મારા સવાલોના તમામ જવાબો સાચેસાચાં આપવા જ પડશે."

"હું કંઇ જ જાણતી નથી."

"તો પછી મહારાણીની જીંદગી ખતમ થાય તે પહેલાં તારી જીંદગી ખતમ કરી નાખતા મને જરાય વાર લાગવાની નથી."

એટલું કહી પલંગ નીચેથી પીસ્તોલ સાથે બહાર નીકળી આવેલી માયાએ ગોળી છોડવા નેમ તાકી ઘોડો દાબ્યો. ચંદ્રા ગભરાઇ. આખરે પણ અબળા જાત! વળી વધારામાં પોતાનું પાપ પ્રગટ થઇ ગએલું જાણતાં એની હિંમત ડગડગી ગઇ હતી. એ રડમશ ચહેરે બોલી: "મને ન મારશો. હું તમને જે કંઇ જાણતી હોઇશ તે જરૂર બતાવી દઇશ."

"તો કહે જોઉં, મહારાણીને અપાતી આ દવામાં ઝેર છે કે નહિ?"

"હશે...પણ મને એ વાતની ખબર નથી." એની જીભ ત-ત-પ-પ થવા લાગી.

"મહારાજા શીવકુમાર પાગલ જેવા કેમ લાગે છે?"

"એ બધુ તરકટ છે, બનાવટી છે. એ ખરા મહારાજા જ નથી."

"ખરા મહારાજા નથી? તો છે કોણ?"

"તે રાજમાતા યશકુમારી સિવાય કોઇ જાણતું નથી."

"તો પછી ખરા મહારાજા ક્યાં છે વારૂ?"

"રાજમાતા યશકુમારીએ એમને કોઈ જગાએ કેદ કર્યા છે."

"વારૂ, એ યશકુમારી હાલ ક્યાં છે?"

"એમના ભેદી નિવાસસ્થાનમાં..."

"આ બધી રાજરમતનો આગેવાન અને તમારા કહેવાતા 'સેવા-સંઘ" નો સરદાર કોણ છે?"

"એજ રાજમાતા યશકુમારી..."

"એમના ભેદી નિવાસસ્થાને જવાનો છુપો માર્ગ તુ જાણે છે?"

"જાણું છું, પણ જવા દયો...માયાવતી...એ માર્ગ જીવ સટો-સટનો છે..."

"તારે માટે હશે. નરહરીની નીડર પત્ની એવા જીવલેણ સાહસોમાં ઝંપલાવવાના વિચાર કરે એવી કાયર નથી. તું મને એ રસ્તો બતાવ..."

"પાસેના ખંડમાં જમીન ઉપર બીછાવેલી જાજમ ઉંચકતા નીચે ભોંયરામાં ઉતરવાનો એક છુપો રસ્તો સીતા સરોવરને કાંઠે આવેલા શીવાલયમાં લઈ જશે. એ શીવાલયની મૂર્તિ સામે ગોઠવાયલા પોઠીઆની પુછડીમાં એક છૂપી ચાંપ છે. એ દબાવશો એટલે પોઠીઓ આપોઆપ ખસી જઇ નીચે ઉતરવાનો રસ્તો આપોઆપ મોકળો થશે. બસ, એ રસ્તે થઇને આપ લોખંડી મહાલ નામે ઓળખાતા સરદારના છુપા નિવાસસ્થાનના ખાસ ઓરડામાં સીધા પહોંચી શકશો."

"ઠીક છે, તારી બાતમી ઉપર ભરોસો રાખી હું આગળ વધુ છું. જો એ માહીતી ખોટી પડી અગર તો પાછળથી મારી આ છુપી હીલચાલ સંબંધી લેશ માત્ર પણ વાત તેં કોઇને જણાવી દગો કરવાનો પ્રપંચ રચ્યો તો યાદ રાખજે આ મામલામાં સહુથી પહેલું લોહી તું તારૂં જ રેડીશ."

મહારાણી હવે કંઇક શુદ્ધિમાં આવી હતી. એના હાથમાં પીસ્તોલ આપી બહાદુર ને ચાલાક માયાએ એમની જગાએ ચંદ્રાને પથારીમાં સુવાની ફરજ પાડી. મહારાણીના બે મજબુત વસ્ત્રોથી એના હાથ પગ પલંગ સાથે સજ્જડ બાંધી દેવામાં આવ્યા. કોઇને બુમ પાડી મદદે ન બોલાવી ન શકે એટલા માટે એણે એનાં મોઢામાં પણ કપડાનો ડુચો માર્યો.

ત્યાર બાદ એ મહારાણીને લઇ ધીમે ધીમે આગળ વધી. મેનાવતીને માયાએ ટુંકાણમાં જે કંઇ સમજાવવાનું હતું તે સમજાવી દીધું. ચંદ્રાની સૂચના મુજબ એને પાસેના ખંડમાંથી છુપો રસ્તો મળી આવ્યો. એ એ રસ્તે થઇને સીતા સરોવરને કાંઠે આવેલા શીવાલય નજીક નીકળી.

વિભાકરનો બંગલો અહીંથી થોડેજ દુર હતો. એ મહારાણીને ધીમે ધીમે ચલાવી એ બંગલા પાસે લઇ ગઇ. વિભાકરની પત્ની મધુકાન્તાને એણે જરૂરી વાત સમજાવી મહારાણીની સોંપણુ કરી, અને કોઇને ખબર ન પડે એમ તાબડતોબ એમને યોગ્ય દવાદારૂ કરવા ભલામણુ કરી.

આટલું કામ સપાટાબંધ પતાવી દઇ એ શીવાલયમાં પાછી ફરી. ચંદ્રાની વાત એને ખોટી ન લાગી. પોઠીઆની પીઠ પાછળ એક છુપી કળ હતી. વારંવાર એ એકનો એક ભાગ દબાયાથી એના ઉપર પડેલો ઘસારો સ્પષ્ટ જણાઇ આવતો હતો. એ કળ દબાવતા એને અંદર જવાનો માર્ગ જણાયો એ એ છુપે માર્ગે હિંમતભેર આગળ વધી. જમીનમાં સુરંગ ખોદીને ખાસ બનાવવામાં આવેલો એ છુપો રસ્તો સીધો સીતા સરોવરને સામે કાઠે આવેલા લોખંડી બંગલામાં જ નીકળતો હતો.

જે ખાસ ઓરડામાં છુપા વેશમાં મહારાણી યશકુમારી ચંદ્રાને ગીરફતાર કરી એનાં જીવતદાનના બદલામાં નરહરીની ચીઠ્ઠી લઇ ન્હાસી છુટેલા ચંદ્રનાથને શરણે આવવાની ફરજ પાડવાના ખ્યાલ ગોઠવી રહી હતી, એજ ઓરડામાં માયા એ છુપે રસ્તેથી સીધી આવીને ઉભી રહી; અને ઓરડામાં જેવો સરદારનો ખડખડાટ હાસ્યધ્વની ગાજી રહ્યો તેવીજ એ સરરરર કરતી છુપું દ્વાર ઉઘાડી નાખી ત્યાં ધસી ગઇ. પ્રકરણુ ચોથાને છેડે "કોણુ માયા! નરહરીનાં પત્ની!" એ શબ્દો એને જ સંબોધીને રાજમાતા યશકુમારી બોલી હતી તે આપણે વાંચી ગયા.

— પછી એ નીડર નારીએ શું કર્યું? —



૭

નરહરીનીની ચિઠ્ઠી લઇ ન્હાસેલો ચંદ્રનાથ લોખંડી મહેલના છુપે રસ્તેથી સીધો નરહરીના મકાનમાં આવી પહોંચ્યો. બારણે તાળું હતું. બહાર એક પહેરેગીર સિપાઇ બેઠો હતો તેને એણે પૂછ્યું: "માયાવતી ઘરમાં નથી ?"

"નહી, ઘરમાં કોઇ નથી."

"મારે એમને આ ચીઠ્ઠી આપવાની હતી."

"આપને જોઇએ તો એ મને આપી જાવ. હું એમને આવતાની સાથે આપી દઇશ, નહિ તો એઓ આવે ત્યારે આવજો."

"એ પાછા આવે ત્યાં સુધી હું અંદર રોકાઇ શકું છું ?"

"નહિજી, એમની ગેરહાજરીમાં કોઇને પણ અંદર જવાની સખત મનાઇ છે."

ચંદ્રનાથ બે ડગલાં પાછળ હટયો. થોડીવાર કંઇક વિચાર કરી તેણે ગજવામાંથી પેલી કાતીલ રીવોલ્વર ખેંચી કાઢી તેમાંથી મૃત્યુકીરણ છોડી પહેરેગીરને જોતજોતામાં દરવાજા પાસે જ પછાડી નાખ્યો. ત્યારબાદ એ ડાયરી ને યંત્રોની પેટી હાથ કરવા એજ રીતે તાળું તોડી દરવાજો ઉઘાડી અંદર દાખલ થયો દાખલ થતાં જ એણે જે ભયાનક દ્રશ્ય જોયું તે જોઇને એની આંખો ફાટી ગઇ

વરંડાની બારી તોડી નાખી કોઇ ચોર મકાનમાં દાખલ થયો હતો. દિવાનખાનામાંની તમામ વસ્તુઓ વેરવિખેર પડી હતી. નીચેનાં છુપા ભોંયરામાં કોઇ ભાંગફોડ કરતું હોય એવો અવાજ આવી રહ્યો હતો. રીવોલ્વર હાથમાં પકડી એ એક ખુણામાં છુપાયો. થોડીવારે એક હાથમાં સળગતી બેટરી ને બીજા હાથની બગલમાં યંત્રની પેટી તથા ડાયરી ઉઠાવી એક વિકાળ વ્યકિત બહાર આવી. એ ચંઘીસખાન હતો ચંદ્રનાથ એને પોતાની

પહેલાં અહીં હાજર થઇ ચૂકેલો જોઇ થરથરી ગયો. છતાં કોઇપણ ભોગે એ બંને કીમતી વસ્તુઓ હાથ કરવા એણે પણ દૃઢ નિશ્ચય કર્યો હતો.

ચંધીસખાને પેટી ઉઘાડી. અંદર ચોરાયલા યંત્રોના નમૂનાઓ સહીસલામત હતા. પેલી ડાયરી ઉઘાડી તપાસી ખાત્રી કરી જોઇ. એ પણ બરાબર હતી. ડાયરી પેટીમાં મુકી એ હરખનો માર્યો બોલી ઉઠયો: "બસ...... હવે ચંદ્રનાથ ને માયા જખ મારે છે. આ પરાક્રમના બદલામાં વ્રજકીશોર શેઠને ત્યાંથી મળનાર એક લાખ રૂપીઆ હું સરદાર પાસે મોઢે માગીને ઇનામમાં લઇશ, નહિ તો..."

એ આગળ કંઇ પણ બોલે એ પહેલાં તેજસ્વી કીરણો સાથે ધુમાડા જેવો પદાર્થ ત્યાં જોતજોતામાં પથરાઇ ગયો. ચતૂર ચંધીસખાન સત્વર નાકે રૂમાલ ધરી દઇ પાછળ કૂદી પડયો. જ્યારે 'હા...હા... હા...હા...' હસતો ચંદ્રનાથ રીવોલ્વર સાથે એની સામે આવી ઉભો. પણ એની ધારણાયે ધૂળમાં મળી. એ મૃત્યુકીરણની અસર ચંધીસખાન ઉપર થવાને બદલે ટેબલ ઉપર મુકાયલી ડાયરી તથા પેટી ઉપર થઈ. એ બંને વસ્તુ બચાવી લેવામાં આવે એ પહેલાં ભડભડાટ સળગીને રાખોડી થઇ ગઇ.

"અફસોસ... મારો દાવ ખાલી ગયો...મેં આ શું કર્યું?" ચંદ્રનાથ અચાનક આમ વિપરિત પારણામ આવતા સહજ પાગલ જેવો બની ગયો. ત્યાં તો પોતે મહામહેનતે મેળવેલ કીમતી શોધોને આમ ભસ્મીભૂત કરી નાખનાર એ બેવકૂફને ચંધીસખાને ધસી જઇ ગલચીમાંથી પકડી લીધો. ચંદ્રનાથે પેલી રીવોલ્વર એને મ્હાત કરવા તાકી, પણ રે કમનસીબ! એની અંદરને ભાગે ભરવામાં આવેલું વૈજ્ઞાનીક રસાયણ-ખતમ થઇ ગયું હોવાથી એ આ વેળા નિષ્ફળ નીવડી.

ચંધીસખાનની એકજ ફેંટે એ દીવાલ સાથે પછડાઈ બેભાન બની ગયો. ક્રોધની આગથી ભભુકતા ચંધીસખાને વીજળીની

ઝડપે પેલી નવી જાતની રીવોલ્વર ઉપાડી લીધી. ત્યાર બાદ એને ઉંચકી લઇ જવા પોતાની પીઠ ઉપર નાખ્યો. પણ બારણા તરફ જવા એ બે ડગલાં ભરે ત્યાં તો એને કાને બહાર કોઇનો સીસોટી મારવાનો અવાજ સંભળાયો.

એને ખબર હતી કે આ ડિટેકટીવ નરહરીનું મકાન છે. કદાચ બહારના ચોકીદારને વહેમ ગયો હોય ને તે પોતાની મદદે પોલીસને બોલાવવા સીસોટી મારી રહ્યો હોય તો પકડાઇ જવાનો સંપૂર્ણ ડર હતો. ચંદ્રનાથના બેહોશ શરીરને ઉપાડીને બારીમાંથી સહેલાઇથી નસાય એમ ન હતું, એટલે લાચારીએ તેને ત્યાં જ પાછો પટકી દઇ એ જે રસ્તે આવ્યો હતો એ જ રસ્તે એકલો જીવ લઇને ન્હાસી છૂટયો.

તરત જ બારણું ઉઘડી ગયું. એમાં થઇને વિભાકર અંદર દાખલ થયો. બહાર ચોકીદારનું શબ અને તૂટેલું તાળું પડેલું જોઇને એને વહેમ જવાથી એણે જ સીસોટી મારી પાસેના કવૉર્ટરમાંથી સિપાઇઓને મદદે બોલાવ્યા હતા. જોતજોતામાં ચાર-પાંચ પોલીસો ત્યાં આવી સલામ કરીને ઉભા રહ્યા. વિભાકરે અંદર દાખલ થતાં જ ચંદ્રનાથનું શબ પડેલું દીઠું. એણે એને ઓળખી કાઢયો. મોઢા ઉપર પાણી છાંટી છાંટી એને ભાનમાં લાવવામાં આવ્યો. ભાનમાં આવતાં જ એણે વિભાકરને દીઠો. પોતાની મહેનત પર પાણી ફરવા ઉપરાંત પોતે પોલીસના પંજામાં ફસાઇ ગયાથી એ અર્ધો ગાંડા જેવો થઇ ગયો. વિભાકર દમદાટીથી એની પાસેથી એટલું જાણી શકયો કે 'પોતાના આવી પહોંચતા પહેલાં ચંઘીસખાન અહીં આવી ચૂકયો હતો. એ જ પોતાની આ દશા કરી ન્હાસી ગયો છે. અને મૃત્યુ-કીરણના પ્રભાવે યંત્રોની પેટી તથા ડાયરી બળીને ખાખ થઇ ગયા છે."

"આ માણસને હાલ કેદમાં રાખો અને જલ્દી વિશ્વાસબાબુને મારી પાસે મોકલો." વિભાકરે એક સિપાઇને હુકમ કર્યો.

ચંદ્રનાથને લઇ બે સીપાઇઓ કેદખાના તરફ ચાલતા થયા. ત્રીજા સીપાઇએ થોડી વાર પછી ઓરડામાં બારીકાઇથી તપાસ કરતા વિભાકરને આવીને કહ્યું: "વિશ્વાસબાબુ કંઇ ખાસ કામસર મકાને ગયા છે."

"અત્યારે! મકાને! અમારી ગેરહાજરીમાં વગર રજાએ ઘેર!" એ સ્વગત બબડયો ને વહેમાયો.

તરત જ એનાં ભેજામાં કંઇક વિચાર સ્ફૂર્યો. એ પેલી ભાંગેલી બારીમાંથી બહાર નીકળ્યો. નહાસેલા ચંઘીસખાનને પગલે પગલે એણે ચારપાંચ પોલીસોને સાથે લઇ આગળ વધવા માંડયું. એની ધારણા સાચી પડી. ચંઘીસખાનનાં પગલાની નિશાની બરાબર વિશ્વાસબાબુના મકાનના આંગણામાં જ ખતમ થઇ હતી. એણે બે ત્રણ પોલીસોને ઘરની ફરતે ધ્યાન રાખવા આગળ પાછળના દરવાજા પર સૂચના આપી ગોઠવી દીધા. ત્યાર બાદ બીજા બેને સાથે લઈ ભરેલી રીવોલ્વર હાથમાં પકડી એ મકાનમાં પ્રવેશ્યો. અંદરના ખંડમાંથી એણે બે વ્યક્તિઓને વાત કરતા સાંભળી. એમાંનો એક વ્રજકીશોરને ત્યાંથી છુપે વેશે જઇ રમેશને સોંપી રૂપીઆ એક લાખની કરન્સી નોટો લઇ આવનાર વિશ્વાસબાબુ હતો, જ્યારે બીજો માયાનાં મકાનમાંથી ચંદ્રનાથને પછાડી છટકી આવેલો ચંઘીસખાન હતો. ચંઘીસખાન વસ્ત્ર બદલતા વિશ્વાસરાવને બનેલી બીના કહી સંભળાવી બોલ્યો:

"હું તો આમ નાસીપાસ થયો છું, પણ તમે રમેશને તથા નરહરીની ચીઠ્ઠી લઇને શેઠને ત્યાં ગયા હતા, તેનું શું થયું?"

"આ વિશ્વાસના પાસા પોબાર પડયા વિના રહે? નરહરીની ચીઠ્ઠી વાંચીને અને પોતાના પુત્રને પાછો આવેલો જોઇને શેઠે મને ચેક ફાડી આપવા તૈયારી બતાવી પણ મેં એ લેવાની ના પાડી એટલે પછી હજાર હજારની નોટો માણસ પાસે બેન્કમાંથી મગાવી આપતા જરા વાર લાગી. લ્યો ગણી

લ્યો આ એક લાખની નોટો, અને સરદારને જઇને કહેજો કે વિશ્વાસબાબુ તેનાં આ કામનું ઇનામ લેવા કાલે રાત્રે લોખંડી મહાલમાં આવી મળશે." એટલું બોલી એણે ટેબલ ઉપરથી એક ચામડાનું નાનકડું પાકીટ ઉઠાવી ચંઘીસખાન તરફ ફેંક્યું.

ચંઘીસખાન તે ઉપાડી લેતા બોલ્યોઃ "વિશ્વાસબાબુ, તમે આ બાબતની ખબર સંદેશવાહક મારફત સરદાને કરી દયો અને ચંદ્રનાથ હજુ મરી ગયો નથી, પણ નરહરીનાં મકાનમાં બેહોશ થઈને પડયો છે, તેની સંભાળ રાખતા રહેજો. જ્યારે હું હજુ......" છેલ્લા શબ્દો તે ફકત વિશ્વાસબાબુ સાંભળી શકે એટલા ધીમેથીજ બોલ્યોઃ

"ભલે હું હમણાજ સરદારને ખબર આપું છું." કહી વિશ્વાસબાબુએ છુપો રેડીઓ સેટ યાને સંદેશ વાહક યંત્ર ઉઘાડયું. વિભાકર બહાર ઉભો રહી બારણાની ફાટમાંથી આ તમામ જોઈ ને સાંભળી રહ્યો હતો. પ્રોફેસર શીવમુર્તિએ પ્રયોગશાળાંમા ગોઠવેલા એવાજ બીજા સેટની ઘંટી વાગતા કાન માંડી સાંભળવા માંડયું. વિશ્વાસબાબુ બોલવા લાગ્યો : "પ્રોફેસર, સરદારને ખબર આપો કે કોણ જાણે કયાંથી વિભાકર અહીં આવી પહોંચ્યો છે. ચંગીસખાન ડાયરી ને યત્રોની પેટી ઉડાવી લાવવામાં ફાવે એ પહેલાં ચંદ્રનાથે એ મૃત્યુ-કીરણથી સળગાવી મુકી છે. હું વ્રજકીશોર શેઠને ત્યાંથી રૂપીઆ એક લાખની નોટો લઇ આવ્યો છું, અને ચંઘીસખાન પોતાનું કામ પૂરૂં કરી એ નોટો લઇ આજે તમારી પાસે હાજર થશે. તમે નરહરી તથા કેદીઓની સંભાળ રાખજો. માયાવતી અહીં નથી."

"પણ વિભાકર અહીં છે...વિશ્વાસબાબુ!" બોલતો વિભાકર એજ વખતે એક સિપાઈને લઇ એક ધક્કા સાથે બારણું બેપોળ ઉઘાડી નાખી અંદર ધસી આવ્યો. "રાજદ્રોહી સેવાસંઘના સભ્ય હોવાના આરોપસર એક જાસુસ તરીકે હું તમને ગીરફતાર કરૂં છું."

વિશ્વાસબાબુ આ અચાનક આવી પડેલી આફતથી ગભરાઇ ગયો. વિભાકરના હુકમથી તરતજ એને સિપાઇએ હાથકડી નાખી. ચંઘીસખાન ચામડાના પાકીટ સાથે પાછલે પગે દૂર ખસી રહ્યો હતો, તેની છાતી સામે રીવોલ્વર તાકી વિભાકર ગર્જ્યો: "જો જીંદગીની સલામતી ઇચ્છતો હોય તો એ પાકીટ સોંપી દે."

ચંઘીસખાન વિભાકર જેવા દસ માણુસને પૂરો પડે એવો પડછંદ ને બહાદુર હતો, પણ રીવોલ્વરની ગોળીનો સામનો કરવા લાચાર હતો. કોઇપણ રસ્તે અત્યારે જીવ બચાવી અહીંથી છટકી જવુંજ ઠીક છે, એમ જણાતા એ ચાલાક ઉસ્તાદે પ્રાણ કરતાં પૈસાને વ્હાલા કીધાં નહિ. "લ્યો, આ તમારૂં પાકીટ..." કહી એણે પોતાના હાથમાંહિનું પાકીટ જાણીજોઇને નીચે જમીન ઉપર ફેંકવાને બદલે એના રીવોલ્વરવાળા હાથ ઉપર તાકીને ફેંક્યું. આંખ મીંચીને ઉઘાડીએ એટલી વારમાં આ બનાવ બની ગયો. વિભાકરના હાથ પર પાકીટ વાગતા રીવોલ્વર નીચે છટકી જઇ પડી. વિભાકરે એને પકડી લેવા સીસોટી મારી. ચંઘીસખાન ઘરને પાછલે બારણેથી કુદકો મારી બહાર નીકળ્યો. ઘરની બન્ને બાજુ ગોઠવેલા સિપાઇઓ સીસોટીને અવાજે સાવધ થઇ એને પકડવા દોડી ગયા. પણ એવા દસને એ એકલો પૂરો પડે એમ હતો. ત્રણ-ચાર સિપાઇઓને ધૂળ ચાટતા કરી એ વિજળીની ઝડપે અલોપ થઇ ગયો. વિભાકરે વિશ્વાસબાબુનો કબજો લઇ છુપું સંદેશા વાહક યંત્ર ધરાવતા એ મકાનને સીલ મારી એક સીપાઇનો પહેરો મુક્યો.

કેદખાનાની જે કોટડીમાં એક અર્ધપાગલ કેદીને પુરવામાં આવ્યો હતો, એજ ઓરડામાં વિશ્વાસબાબુને પણ પુરવામાં આવ્યો. વિશ્વાસ તેને ઓળખી લેતા બોલી ઉઠયો: "કોણ! તું...ચંદ્રનાથ!"

— જવાબમાં ચંદ્રનાથ ગાંડાની માફક હસી પડયો —

૮

"હવે કહો જોઉં રાજમાતા, તમારી સોનેરી ટોળીના સભાસદોના છુપાં કાવત્રાં પર અજવાળું નાખવા આવેલા નરહરી તથા વિભાકર હાલ ક્યાં છે?"

"અમારા કેદી છે."

"અને અનુરાધા તથા રમેશ?"

"તે બંને પણ મારા કેદી છે."

"તો હું એ તમારા કેદીઓની મુલાકાત લેવા ચાહું છું. ચાલો... ઉઠો..." માયા રીવોલ્વરની નોક સરદારની છાતી સામે ધરી નીડરતાથી હસતી હસતી હસતી બોલી.

લાચાર યશકુમારી ઉભી થઇ, પણ બંને બે ડગલા આગળ વધે ત્યાં તો કોઇનાં આગમનની ઘંટડી વાગી. ચતૂર માયા એક ખુણામાં પોતાને કોઇ જોઇ ન લે એમ છુપાતા બોલી: "હું આ ભરેલી રીવોલ્વરે સંતાઇને સાંભળું છું. ખબરદાર, મારી મોજુદગીની ખબર આપવાનો અણસારો સરખો કર્યો તો મારા પકડાતાં પહેલાં આમાંની ગોળી તમારી છાતી વીંધી નાખશે."

સરદારે એક બટન દાબ્યું. સામેનું છુપું બારણું ઉઘડી ગયું. એમાં થઇને પેલા પહેરેગીરની સાથેથા જીવતો ન્હાસી છટકવા પામેલો માણુસ ત્યાં શ્વાસભેર ધસી આવ્યો. "સરદાર...સરદાર..."

"શું છે? મંગળસીંગ......"

"ગજબ થયો છે. કેદખાનાની કોટડીના જાળીયા વાટે કેદી અનુરાધાને બચાવી વિભાકર બહાર નીકળ્યો હતો..."

"વિભાકર! એ તો નરહરી સાથે મૃત્યુ કોટડીમાં કેદ હતો."

"કોણ જાણે કેમ, તે બંને એમાંથી છુપે રસ્તે અલોપ થઇ ગયા છે. હું એ ખબર આપને આપવા આવી રહ્યો હતો, ત્યાં પહેરેગીર મોહનનાથને સરોવર–કાંઠાના બહારના ભાગ પર બેહોશ પડેલો જોયો. મેં એની મદદ કરી, પરંતુ પાછળથી વિભાકરને હાથે મોહનનાથ માર્યો ગયો."

"અને કેદી રાજકુમારી?"

"એ પુરૂષવેશમાં ન્હાસવા જતી હતી, ત્યાં અમે પકડી લીધી છે, પણ વિભાકર... વિભાકર..."

"વિભાકરનું શું?" આવેશમાં આવી જઈ ઉપરાઉપરી સવાલો પૂછી રહેલ સરદારને પાછળ માયા સંતાઇને સાંભળી રહી છે.' એ ખ્યાલ પણ ન રહ્યો.

"એ સહીસલામત ગોમતીપુર પહોંચી ગયો છે." એમ બોલતો પ્રોફેસર શીવમૂર્તિ છુપે માર્ગે ત્યાં દાખલ થયો. "સરદાર! હમણા જ વિશ્વાસબાબુનો સંદેશો આવ્યો છે. એમાં જણાવાયું છે કે માયા ત્યાં નથી. ચંદ્રનાથે ડાયરી તથા યંત્રોની પેટી ચંઘીસખાનના હાથમાં જાય એ પહેલાં સળગાવી મૂકી છે. અને વિભાકર ત્યાં જઇ પહોંચતા બધી બાજી બગડી ગઈ છે. ફક્ત વિશ્વાસબાબુ રમેશને સોંપી આવવાના બદલામાં એક લાખની નોટો મેળવી લાવ્યો છે, તે લઈ ચંઘીસખાન આપણી તરફ આવવા નીકળી ચૂક્યો છે."

"ત્યારે મેં અનુરાધાને તમારી શોધ માટે પ્રયોગશાળામાં લઈ જવા હુકમ કર્યો હતો, તેનું શું?"

"નરેન્દ્રમોહન ક્યારનો અનુરાધાને લઈ મારી પ્રયોગશાળામાં હાજર થઈ ચૂક્યો છે. મારો અખતરો મેં ક્યારનો ચાલુ કરી દીધો છે."

"તમે શું બોલો છો? તો પછી આ મંગળસીંગ પુરૂષવેશમાં ન્હાસતી અનુરાધાને પકડી લાવ્યો છે, તે આ કોણ છે?"

"ક્યાં છે?"

"આ રહી..." કહેતા જ મંગળસીંગે પીઠ પાછળ બંને હાથ બાંધેલી એક વ્યક્તિનાં મોઢા ઉપરથી કાળો બુરખો ખેંચી લીધો.

"અરે! આ તો ખરેખર અનુરાધા છે."

"તો પછી નરેન્દ્રમોહનની સાથે આવનાર બરાબર આના જેવીજ એ સ્ત્રી કોણ?"

"અને એ આવા પુરૂષ વેશમાં...આ તો નરહરીના જેવા કપડાં લાગે છે! આ બધો શો ગોટાળો છે?"

"રાજકુમારી!" સરદાર કરડે અવાજે બોલ્યો: "કેદખાનામાંથી તને છોડાવી નસાડી જવાની હિંમત કરનાર..."

"બહાદુર ડિટેકટીવ નરહરી છે." રાજકન્યાએ બહાદુરીથી જવાબ વાળ્યો.

"તો પછી તારી જગ્યાએ તારા વેશમાં નરેન્દ્રની આંખમાં ધૂળ નાખી પ્રયોગશાળામાં પહોંચનાર એજ છે, એમજને?"

"એની મને ખબર નથી."

"સાચું બોલ,... નહિ તો આજ પળે... તારૂં..." કહેતા સરદારે આગળ વધી બંને હાથ વડે જોરથી એનું ગળું દબાવી દીધું.

ત્યાં તો રીવોલ્વરના ધડાકા સાથે માયા ખુણામાંથી બહાર ધસી આવી. "ખબરદાર એને આંગળી સરખી પણ લગાડી તો! રાજકુમારી, તમે બેધડક મારી પાસે ચાલ્યા આવો. અને તમે બધા મારી સામે એક લાઇનમાં હાથો ઉંચા કરી ગોઠવાઇ જાવ."

અનુરાધાએ માયાને ઓળખી લીધી. એ તરત જ દોડી એની પડખે આવી ઉભી રહી. શીવમૂર્તિએ પોતાની જગાએથી ખસતા મંગળસીંગને ઇસારો કર્યો. મંગળસીંગ ધીમેથી માયાના હાથમાંથી

રીવોલ્વર ઝુંટવવા તેની ઉપર ધસ્યો–પણ એ ચાલાક રમણી સાવધ હતી. એની ભરેલી રીવોલ્વરમાંથી તરત જ ગોળી છુટી ને મંગળનાથ એક ભયાનક ચીસ નાખી ત્યાં જ તરફડી પડયો.

"હા...હા... હા... મારી સાથે દગો... રાજમાતા યશકુમારી, જો... તારી આંખમાં ધૂળ નાખી તારી નજર સામે હું તારા કેદીને છોડાવી ચાલતી થાઉં છું. તારા તમામ છુપા રસ્તાનો ભેદ મેં રાજદાસી ચંદ્રા પાસેથી જાણી લીધો છે. એ જ માહીતીને આધારે હું રાજ-મહેલમાંથી તારો એક શિકાર મહારાણી મેનાવતી ઝુંટવી ગઇ છું. આજે બીજો શિકાર આ એની જ પુત્રી રાજકુમારી અનુરાધાને ઉઠાવી જાઉં છું. હવે એક ત્રીજો શિકાર મહારાજા શીવકુમાર બાકી છે, તે પણ આજકાલમાં..."

પાછલે પગે છુપા દરવાજા તરફ પાછળ હઠતી માયાનાં મોઢામાં છેલ્લું વાકય અધુરૂં રહી ગયું. એ છુંપું બારણું ઉઘાડી અનુરાધાને બચાવી જવામાં સફળ થાય એ પહેલાં એ જ જગ્યાએ ચંઘીસખાન ફુટી નીકળ્યો. એના ખભા ઉપર એક મોટી ગાંસડી હતી. એ જરા વારમાં મામલો પામી ગયો. દરવાજાના બારણા સાથેની છુપી કળ દાબતાં જ ત્યાં જમીનમાં એક મોટો ખાડો પડી ગયો. પાછલે પગે ખસતી માયા અને અનુરાધા એમાં અજાણપણે ફસાઇ ઠેઠ નીચે તૂટી પડયા.

સરદાર તથા શીવમૂર્તિના જીવમાં જીવ આવ્યો. બહુ જ સંભાળથી ખભા ઉપરની ગાંસડી નીચે ઉતારી ચંઘીસખાને તે છોડી. એમાં હાથપગ બાંધી મોઢામાં ડુચો મારેલી રાજદાસી ચંદ્રા હતી.

"ચંદ્રનાથને બદલે આખરે આ ચંદ્રા..." હતાશ સરદાર તૂટતી જબાને બોલ્યો.

"એ બધી કારવાઈ આ હરામજાદીની છે. સરદાર! આટલેથી હતાશ ન બનો. હજુ વધુ ભયાનક ઘટનાઓ તો મારે આપને સંભળાવવાની છે. ડાયરી ને યંત્રની પેટીનો સમૂળગો નાશ થયો છે. વિભાકરે વિશ્વાસબાબુને પકડી જેલમાં પૂર્યો છે. અને મારા હાથમાં આવેલી વ્રજકીશોર શેઠની એક લાખની નોટોનું પાકીટ પણ તેના જ કબજામાં ગયું છે."

'ચંધ...ચંધ...તારે મોઢેથી આવી વાતો..."

"ચંધ જીવતો બચીને તમારી પાસે આવ્યો એટલો જ એનો સીતારો પાધરો સમજો. નરહરીની ચાલાક સ્ત્રી માયાએ મહારાણીને મહેલમાંથી નસાડી કોઇ ગુપ્ત સ્થાને છુપાવી દીધી છે. એને અપાતા ઝેરની વાત તથા આપણા રાજમહેલથી અહીં આવવાના છુપા સુરંગના રસ્તાની માહીતી પણ એને મળી ગઇ છે."

"કેવી રીતે?"

"વિશ્વાસબાબુને વિભાકરે કેદ પકડયા એ વખતે હું મારા બાહુબળ ને તાકાતે છટકી જઇ સીધો તમારા કહેવા મુજબ ચંદ્રાને મળવા ગયો. ત્યાં મહારાણીના પલંગમાં એને બંદીવાન દશામાં જોઇ. બંધનમૂક્ત કરી ખુલાસો પુછતાં એણે મને માયા મહારાણીને બચાવી પોતાની આ દશા કરી ચાલતી થઇ ગઇ એમ જણાવ્યું. પણ પાસેના ઓરડામાં છુપું પ્રવેશદ્વાર ઉઘાડું જોઈ મને વ્હેમ ગયો. મારી સજ્જડ ધમકીથી આખરે એણે બધું કબુલ્યું છે. માયાને એણે જ રાજમહેલના તથા શીવાલયમાંથી અહીં આવવાના છુપા રસ્તાઓની માહીતી આપી છે."

"અને એજ માહીતીને આધારે એણે અહીં સુધી આવી આપણી તમામ ધારણાઓ ધૂળમાં મેળવી છે. બીજી તરફથી નરહરી તથા વિભાકર પણ આપણા પંજામાંથી છટકી ગયા છે. આપણા સંઘના

-સબ્યો દિવસે દિવસે ઓછાં થતા જાય છે. કાલે એનો ધણી બેવફા થયો, આજે એ બેવફા બની. ચંધીસખાન...તું હમણા ને હમણા એને લઇ પ્રોફેસર શીવમૂર્તિની પ્રયોગશાળામાં જા. અનુરાધાના વેશમાં નરહરી ત્યાં કંઇ નવાજૂની કરે તે પહેલાં એને પરહેજ કર. અને આ ચંદ્રાને...પ્રોફેસર એનો ઘાટ કેમ ઘડવો તે જાણે છે. દરમ્યાન હું બની શકે તો સરકારી કેદખાનામાંથી વિશ્વાસ તથા ચંદ્રનાથને છોડાવવાના તથા એક લાખની ગુમાવેલી નોટો પાછી હાથ કરવાના પ્રયત્નો કરૂં છું."

"અને ચંદ્રનાથ પાસેથી મળી આવેલી આ મૃત્યુકીરણ છોડતી અદ્દભુત રીવોલ્વર!" કહેતા ચંધીસખાને તે સરદારના હાથમાં મુકી.

"એમાં ભરવામાં આવેલું રસાયણ ખતમ થઇ જતાં એ પોતાનું કામ આપી શકી નથી. શીવમૂર્તિ, આ પણ તમે લઇ જાવ, ને એ ફરી ચાલુ થાય એવો પ્રયાસ કરી જોજો.' કહી સરદારે તે પ્રોફેસરને આપી.

"અને નીચેની ખીણમાં કેદ થઇ ચૂકેલા અનુરાધા તથા માયાને માટે શો હુકમ છે?"

"એ બંનેને મૃત્યુકોટડીમાં સજ્જડ જાપ્તામાં રાખો. આજ રાત્રે જ "સેવાસંઘ" ના મુખ્ય સંચાલકની હાજરીમાં આપણા એ તમામ દુશ્મનોને દેહાંતદંડની સજા અમલમાં મુકવાની છે, જેથી ફરી એ લોકો આપણા માર્ગમાં કાંટારૂપ ન થાય. દરમ્યાન હું સરકારી કેદખાનામાંથી વિશ્વાસબાબુ તથા ચંદ્રનાથને છોડાવી લાવવાના, મહારાણીની તપાસ કરવના તથા એક લાખની નોટો પાછી હાથ કરવાના પ્રયાસો કરૂં છું."

"જેવો હુકમ" કહી ચંધીસખાન ચંદ્રાને પાછી ખભે નાખી પ્રોફેસર શીવમૂર્તિની પાછળ પાછળ તેની પ્રયોગશાળા તરફ ચાલવા લાગ્યો.

૯

નરેન્દ્રમોહન કેદખાનામાંથી અનુરાધાને લઇ સીધો પ્રયોગશાળામાં આવ્યો. ત્યારે પ્રોફેસર શીવમૂર્તિ પોતાની જીવતા હાડપંજરની શોધનો અખતરો કરી રહ્યો હતો. બંનેમાંથી કોઇને એવો શક ન પડયો કે અનુરાધાના વેશમાં ડિટેકટીવ નરહરી પ્રયોગશાળામાં પ્રવેશી ચૂકયો છે.

પોતાની અનિચ્છા બતાવવા પહેલવહેલાં તો નરહરીએ પ્રોફેસરની ઇચ્છાને આધીન ન થવા ખેંચાતાણ કરી. પછી કેમ જાણે પોતે કેદખાનાનું જીવન ગાળી અશકત થઇ ગઇ હોય એમ બેહોશ જેવી બની ગઇ. નરેન્દ્રમોહને એને એક ખુરસી ઉપર બેસાડી. થોડીવારે એ હોશમાં આવી એટલે પ્રોફેસરે એનાં આંખો સાથે પોતાની આંખો મેળવી હીપ્નોટીઝમનો પ્રયોગ શરૂ કર્યો

નરહરીએ જાણી જોઇને ઢોંગ કરવા માંડયો. કેમ જાણે પોતાનાં મન ઉપર પ્રોફેસરની એ શયતાની શકિત અસર કરી ચૂકી હોય એમ દેખાવ દઇ એણે આસરે પા એક કલાકમાં પોતાનાં નેત્રો તથા શરીરને સ્થિર બનાવી દીધાં.

"શાબાશ...નરેન્દ્ર...ધારવા કરતા ઘણી જ સરળતાથી અને ઓછા સમયમાં આપણે કામયાબ થયા છીએ. આપણો સીતારો બુલંદ લાગે છે. અનુરાધા ઉપર મારી હીપ્નોટીક શકિતની અસર પહેલે જ તડાકે થઇ ચૂકી છે." પ્રોફેસર હરખથી ચિતકારી ઉઠયો. "હવે એને જલ્દી ઉઠાવી સામેના મારા પ્રયોગ કરવાના પહોળા કાચના ટેબલ ઉપર સુવડાવી દે, એટલે અખતરો શરૂ કરી દઉં."

નરેન્દ્રમોહને પ્રોફેસરની મદદથી અનુરાધાને ઉઠાવી ખાસ તૈયાર કરવામાં આવેલા એક લાકડાના કાચના ઢાંકણવાળા ટેબલ આકારના

ચોકઠામાં સુવડાવી દીધી. હવે તું ધ્યાન રાખજે, હું હમણાં જ એનાં શરીર ઉપર મારાં તૈયાર કરેલાં રસાયણોનો અખતરો શરૂ કરૂં છું."

એટલું કહી પ્રોફેસર સામેના ટેબલ ઉપરથી ખાસ બનાવેલી રસાયણોની સીસી લેવા બે ડગલા આગળ વધ્યો. ત્યાં તો સંદેશ વાહક યંત્રની ઘંટડી વાગી. એ ખબર આપનાર વિશ્વાસબાબુ હતો. એની અગત્યની ખબર સરદારને આપવા પ્રોફેસરને જવાનું અનિવાર્ય હોવાથી એણે નરેન્દ્રને પોતે પાછો ફરે ત્યાં સુધી પ્રયોગશાળાનું તથા અનુરાધાનું ધ્યાન રાખવાની સૂચના કરી.

અનુરાધા વેશધારી નરહરીએ પ્રોફેસર ઉપર આવેલો એ સંદેશ સ્પષ્ટ રીતે સાંભળી લીધો હતો. પ્રોફેસર એ સમાચાર એના સરદારને આપવા જેવો પ્રયોગશાળા છોડી ગયો કે તરતજ એ ધીમેથી બેઠો થયો. નરેન્દ્રની પોતાની તરફ પીઠ હોવાથી એણે એ સુંદર તકનો લાભ લઇ પાછળથી એનાં માથા ઉપર એક પાસે જ પડેલા લોખંડના હથીયારનો સજ્જડ ફટકો માર્યો. બીજી જ પળે નરેન્દ્ર મગજની શુદ્ધિ ગુમાવી નીચે તૂટી પડયો. તરતજ નરહરી છલંગ મારી નીચે કુદી પડયો. પોતાની જગાએ એણે નરેન્દ્રને સુવડાવી દોરડા વડે કચકચાવીને બાંધી દઇ એની ઉપર ત્યાં પડેલો ખાસ જીવતા હાડપિંજરના ભયાનક દેખાવ દર્શાવતો કાળો ઝભ્ભો ઓઢાડી દીધો. એણે કુહાડી જેવા પેલા લાંબા લોખંડી હથીયારથી આખીય લેબોરેટરીના ફનાફાતીયા કરી નાખવાનો દ્રઢ નિશ્ચય કર્યો, પણ તે પહેલાં એનાં મગજમાં એક નવો વિચાર ઉદ્‌ભવ્યો. એણે જીવન દર્પણમાં જોઇ લીધું કે અત્યારે એ ઓરડીમાં બદમાશોનો સાગ્રીત વિશ્વાસબાબુ નહિ પણ પોતાનો સાથી વિભાકર પોલીસો સાથે તપાસ કરી રહ્યો છે. એટલે એણે તરતજ એની સાથે સંદેશ વાહક યંત્રમાં વાતચીત આરંભી દીધી. "હલ્લો, વિભાકર...હું નરહરી, પ્રોફેસરની પ્રયોગશાળામાંથી બોલું છું. તમે અહીં કયાંથી ?"

"હું...મેં બદમાશોના છુપા મદદગાર આપણા છુપી પોલીસ ખાતાના એક અમલદાર મી. વિશ્વાસબાબુને ગીરફતાર કર્યો છે."

"વેલડન...હવે તમે જરૂર પડે આ ટેલીવીઝનનો ઉપયોગ કરજો. મેં પણ અહીં પુષ્કળ નવાજૂની કરવા માંડી છે. મારી ફિકર કરશો નહિ. જો કાલ સવાર સુધીમાં હું ત્યાં ન આવું તો તમે પોલીસની મદદ લઈ આવી પહોંચજો. કેદીઓની સભાળ રાખજો અને અનુરાધા..."

"અનુરાધા બદમાશોના હાથમાં ત્યાં જ પકડાઇ ગઈ છે. કેવળ હું જ બચીને આવવા પામ્યો છું. માયાવતી પણ હજુ ત્યાં જ છે ને મહારાણી તથા ચંદ્રા રાજમહેલમાંથી ગુમ થયા છે..."

વાતચીત અધુરી રહી. કોઇના આવવાના પગલાંનો અવાજ એને કાને પડયો. પ્રયોગશાળાને ખેદાનમેદાન કરી નાખવાની એની ધારણા ધૂળમાં મળી. એ એકદમ યંત્ર બંધ કરી દઇ બારણાને ઓથે લપાઇ ગયો.

એજ વખતે અવાજ સાથે જોરથી ચંધીસખાને પ્રયોગશાળાનું બારણું ઉઘાડી નાખી અંદર પ્રવેશ કર્યો. પોતાના ખભા ઉપરથી એણે બેહોશ ચંદ્રાને નીચે ખુરસી ઉપર પટકી. નરહરી એજ બારણાની ઓથે લપાઇ આ બધું જોઇ રહ્યો હતો. પાછળથી દાખલ દાખલ થતાં પ્રોફેસરે ધૂનમાં ને ધૂનમાં બકવા માંડયું: "ચંધીસખાન, મામલો વિકટ થતો જાય છે, પરંતુ મારી હાડપિંજરની શોધ અમલમાં આવતાંજ હું સરદારની ઉંધી વળતી બાજી એકે તડાકે પાછી સમેટી લેવાની ખાત્રી આપું છું. મારૂં અડધું કામ તો આબાદ પાર ઉતરી ગયું છે. અનુરાધાના ઘરમાં નરહરીને હીપ્નોટાઇઝ કરવામાં મને સફળતા મળી છે, પણ નરેન્દ્ર અહીં કેમ દેખાતો નથી? એ કયાં ગયો? લે...જો આમ આવ... આ મારી શોધનો અખતરો કરવાનું રાક્ષસી સાધન... અને જો આ વેશધારી રાજકુમારી અનુરાધા..."

કહેતા પ્રોફેસરે ચંધીસખાનને બતાવવા અનુરાધાનાં શરીર ઉપરથી પેલું હાડપિંજરના દેખાવવાળું કપડાનું ઢાંકણુ એક આંચકાની સાથે ઉંચકી લીધું.

" અરે... આ તો નરેન્દ્ર છે... " ચંધીસખાન અનુરાધાને બદલે ભાનમાં આવેલા નરેન્દ્રને છૂટવા માટે તરફડીયા મારતો જોઈ બુમ પાડી ઉઠયો.

એને સત્વર છોડવામાં આવ્યો પ્રોફેસરે પેલી અદ્દભુત મૃત્યુ કીરણવાળી રીવોલ્વર એકદમ ગભરાટમાં બારણા પાસેની ટીપૉઇ ઉપર મુકી દીધી. બારણા પાછળ સંતાયલા ડિટેકટીવ નરહરીએ એ ધીમેથી કોઇ ન જાણે એમ ઉઠાવી લીધી.

નરેન્દ્ર સંપૂર્ણ ભાનમાં આવ્યો. એને લોહીલોહાણ માથે પટો બાંધવામાં આવ્યો. એણે પ્રોફેસરના ગયા બાદ બનેલી બીના કહી સંભળાવી.

" ત્યારે તો હવે એ વાત સોળે સોળ આના સાચી ઠરે છે કે ડિટેકટીવ નરહરી અનુરાધાના વેશમાં આપણી પ્રયોગશાળામાં દાખલ થઇ બધો ભેદ જાણી જવા પામ્યો છે. ફિકર નહિ, ચંઘીસખાન, તમે ને નરેન્દ્ર બંને જુદે જુદે માર્ગેથી એની પૂંઠ પકડો અને સરદારને પણ બને તો ખબર કરો. દરમ્યાન હું જેમ બને તેમ જલ્દી મારી જીવસેણુ શોધનો અખતરો સંપૂર્ણ કરવા આજે પ્રયાસ કરૂં છું. "

ચંદ્રાને ત્યાં જ છોડી ચંઘીસખાન ને નરેન્દ્ર બંને જયાં બે ડગલાં આગળ વધ્યા ત્યાં તો પ્રોફેસર બુમ મારી ઉઠયો : " અરે, હમણા મેં પેલી રીવોલ્વર અહીં મુકી હતી તે એટલામાં કયાં અલોપ થઇ ગઇ ? અરે જાવ...જલ્દી કરો. આ સાહસ પણ એ હરામખોરનું જ લાગે-છે. એ આટલામાં જ કયાંક હશે. "

ચંઘીસખાન ને નરેન્દ્ર નરહરીની તપાસ માટે બહાર પડયા. બીજી જ પળે ડિટેકટીવ નરહરીએ પેલી રીવોલ્વર તાકી ખોંખારો ખાધો. શીવમૂર્તિએ

પીઠ ફેરવી. અનુરાધાના વેશમાં ડિટેક્ટીવ નરહરીને એણે સામે ઉભેલો ઓળખ્યો. પણ એણે પોતાની સામે તાકેલી રીવોલ્વર રસાયણથી ખાલી છે, એમ એ જાણતો હતો. નરહરીને એની મુદ્દલ ખબર ન્હોતી

"પ્રોફેસર, હું હુકમ કરૂં છું કે તારે હાથેજ એ જીવતા હાડપિંજરની શોધને મારી નજર સામે નાબુદ કર. ચલાવ...ઉઠાવ...લે આ હથીયાર..." કહેતા નરહરીએ પોતાની પાસેનું પેલું લોખંડનું હથીયાર એની તરફ ફેંક્યું.

"અને આ તારા એ વિનાશક અખતરા માટે તૈયાર કરેલા રસાયણના સીસા..." કહેતો નરહરી એ લેવા સામી બાજુએ દોડયો.

'હા...હા...હા...હા...હા..." શીવમૂર્તિ ખડખડાટ હસી પડયો. "પણ રીવોલ્વર તો ખાલી છે, મારા બનાવટી રાજકુમારી!"

નરહરીએ ચાંપ દબાવી ખાત્રી કરી. એ ગભરાયો. પોતાને હાથેજ પોતે ફસાઇ ગયો છે એમ તેને લાગ્યું. જીવ ઉપર આવી જઈ પ્રોફેસરને જાનથી મારી નાખવા તેણે એક રસાયણની ભરેલી સીસી ઉઠાવી ત્યાં તો શીવમૂર્તિએ ટેબલ પાસેનું એક બટન દાબ્યું. જે દીવાલ પાસે નરહરી ઉભો હતો ત્યાંનો નીચેનો ભાગ સ્પ્રીંગની માફક દબાઇ ગયો. એ નીચેના ભેદી ભોંયરામાં ઉતવારનો છુપો માર્ગ હતો. નરહરી ચક્કર ખાઇ એ સીડી ઉપર પછડાયો ને ગબડતો ગબડતો ઠેઠ નીચે જઇને પડયો. પ્રોફેસરે એ પછી પાછું એ છુપું દ્વાર જેમ હતું તેમ બંધ કરી દઇ પોતાનો અદ્દ્ભુત પ્રયોગ શરૂ કર્યો.

× × ×

થોડી વાર પછી ડિટેક્ટીવ નરહરી શુદ્ધિમાં આવ્યો અને ઘોર અંધારામાં ધીમે ધીમે હિંમતભેર આગળ વધ્યો. ત્યાં એને કાને કોઇના બોલવાનો અવાજ અથડાયો. "જો મારૂં કહ્યું ન માનીશ તો આખી જીંદગી આજ ભયાનક દોજખમાં પુરી કરવી પડશે."

નરહરી અવાજની દિશા બાંધી એ તરફ આગળ વધ્યો. એને પ્રકાશ દેખાયો. વળી થોડેક આગળ વધ્યા પછી એને માલમ પડયું કે એક જૂના પુરાણા જેવા જણાતા ઓરડાના એક ખુણામાં એક વયોવૃદ્ધ જેવો જણાતો કમનસીબ માણસ એક પત્થરની ઓસરી પર માથે હાથ દઇ બેઠેલો હતો. એની પાસે એક એના જેવાજ ચહેરાનો માણસ પોતાનાં મોઢા ઉપરથી ભેદી નકાબ ઉંચો કરી ઉભો ઉભો એને ધમકાવી રહ્યો હતો. એની પાછળ લોખંડી દરવાજા આગળ ભરેલી બંદુકે એક પહેરેગીર પહેરો ભરી રહ્યો હતો.

ઓરડામાં પુરતું અજવાળું હતું. એ અજવાળામાં છેક આગળ વધી નરહરીએ પાછળથી પેલા પહેરેગીરને ગરદનમાંથી પકડી લીધો. એક પણ શબ્દ એનાં મોઢામાંથી બહાર નીકળે એ પહેલાં મજબુત હાથની ચુડે એનું ગળું ઘુંટી નાખ્યું. એ ઢગલો થઇ પડયો. લેશમાત્ર વખત ખોયા વિના નરહરી એને એક બાજુના ખુણા ઉપર ઘસડી ગયો. પોતાનો સ્ત્રી વેશ ઉતારી એણે સત્વર એ પહેરેગીરના કપડાં પહેરી લીધાં. પોતાની સાડી વડે એણે એ બેહોશ બદમાશને મુસ્કેટાટ બાંધી અંધારા ખુણામાં પડતો મુકયો. એની ભરેલી બંદુક હાથમાં લઇ એ અંદર ધસી ગયો. આખું શરીર ભુરા રંગના ઝભ્ભાથી ઢાંકી દેનાર એ વ્યક્તિની પીઠ પાછળ બંદુક ધરી એ બોલ્યો : "બતાવ...કે...તું કોણ છે?"

એ વ્યક્તિએ સહજ હસીને પીઠ ફેરવી. "મને ન ઓળખ્યો મૂર્ખ, હું તમારો 'સેવા સંઘ" નો મુખ્ય સંચાલક મહારાજા શીવકુમાર છું."

" જુઠું છે...ખોટું છે. ખરો શીવકુમાર તો હું છું...એ તો વરસો પહેલાં ગુમ થએલો મારો કાકો...કમળકુમાર છે. એણે પોતાનાં મોઢા ઉપર એક જાતનો રસાયણીક પદાર્થ લગાડી મારા જેવો ચહેરો બનાવ્યો છે. અને આજ કેટલોય વખત થયા મને રાજમહેલમાંથી અહીં ઉપાડી લાવી કેદ કરી મારી જગાએ બધાની આંખમાં ધૂળ નાખી એ જ ત્યાં રાજા તરીકે ઠસી ગયો છે."

"મી. કમળકુમાર, હું હુકમ કરૂં છું કે આ નિર્દોષ કેદીને છૂટો કરો." નરહરીએ બંદુક તાકતા ગર્જના કરી.

"તું એક સામાન્ય પહેરેગીર...મારો ગુલામ...મને બેવકુફ બની હુકમ કરે છે?"

"ઓ અત્યાચારી અંધ! આમ ધારીને જો. હું તારો પહેરેગીર નહિ પરંતુ મહારાજા શીવકુમારનો સાચો સેવક તમારા સેવાસંઘનું જડમૂળથી નિકંદન કાઢવા મેદાને પડનાર ડિટેકટીવ નરહરી છું."

"કોણ...નરહરી..." મહારાજ ને કમળકુમાર બંને એકી સાથે અજાયબીથી બોલી ઉઠયા.

"કમળકુમાર, તમારી ને રાણી યશકુમારીની તમામ ચાલબાજીઓ હવે મારાથી અજાણ નથી રહી. ચાલો જલ્દી કરો. મહારાજાના બંધન ખોલી નાખો..."

ન છૂટકે કમળકુમારે શીવકુમારને પગે બાધેલી લોખંડની જંજીરોના તાળા ઉઘાડી નાખ્યા. એની જગાએ એજ કમળકુમારને નરહરીએ કેદી તરીકે બાંધી ત્યારબાદ એનો જ ઝભ્ભો ને એનો જ નકાબ ઉતારી મહારાજને પહેરાવી દુશ્મનોની બાજી ઉંધી વાળવા સેવાસંઘના સંચાલક કમળકુમારની બનાવટી ભૂમિકા ભજવવાની સૂચના આપી. મહારાજા શીવકુમારે નરહરીના કહેવા મુજબ આજ રાત્રે ભરાનારી બદમાશોની સભામાં કમળકુમાર તરીકે પોતે હાજર રહેવાને કબુલ કર્યું.

પેલા દરવાજાને તાળું મારી બંને બહાર નીકળ્યા. પેલો પહેરેગીર હવે હોશમાં આવ્યો હતો. એને મહારાજા તથા નરહરીએ પોતપોતાની ખરી ઓળખાણ આપી એટલે એણે જીવન બચવવા કાલાવાલા કર્યા પોતાની સાથે રહી બદમાશોની ટોળીને ગીરફતાર કરવા મદદ કરવાની શરતે એને છૂટો કરવામાં આવ્યો. એની પાસે બીજો પોશાક હતો. એણે પહેરી લીધો, ને કોઇ જાણે નહી એમ એ પાછો પોતાની મુળ તે જગાએ પહેરા પર ગોઠવાઇ ગયો. 'આ

ભોંયરામાંથી બહાર કેમ નીકળવું,' તે છુપો રસ્તો પણ એણે નરહરી તથા મહારાજાને બતાવી દીધો. એ રસ્તે થઇને એ બંને આગળ વધ્યા.

એટલામાં તેમણે એક તરફથી સરદારને આવતો દીઠો. નરહરી પહેરેગીરના લીબાસમાં હોઈ ઓળખાયો નહી. સરદાર યશાકુમારીએ કમળકુમાર સમક્ષ આજે રાત્રે સભા ભરી કોઈપણ સંજોગોમાં ગીરફતાર થએલા કેદીઓને ગરદન મારી સેવાસંઘનો માર્ગ નિષ્કંટક કરવાની શરત રજુ કરી. વેશધારી કમળે ડોકું હલાવી એમાં સંમતી દર્શાવી. ત્યાં નરેન્દ્ર શ્વાસભેર દાખલ થયો. એણે ખબર આપી: "સરદાર, અનુરાધાના વેશમાં પ્રયોગશાળામાં ઘુસી જનાર નરહરી ગુમ થઇ ગયો છે. સાથે પેલી ભેદી મૃત્યુ કીરણ છોડતી રીવોલ્વર પણ પ્રોફેસરના પ્રયોગશાળામાંથી એકાએક ચોરાઈ ગઇ છે. હું અને ચંઘીસખાન એને શોધવા ખુણેખુણા ફરી વળ્યા પણ કંઇજ પત્તો નથી. હવે આપનો એ સંબંધમાં શો હુકમ છે?"

"હુકમ શો હોય? પ્રોફેસરને કહો કે ગમે તેમ પણ શીઘ્ર તમારી શોધ પૂરી કરો ને સરકારી કેદખાનામાંથી કોઇપણ સંજોગે કેદી ચંદ્રનાથ તથા વિશ્વાસબાબુને છોડાવી લાવો. આજની સભામાં અમે આખરી ફેંસલો કરી નાખવાના છીએ. એમાં એ બંને હાજર થવા જ જોઇએ."

ત્યાં ચંઘીસખાન એકાએક એજ ઓરડામાં ધસી આવ્યો. એણે આવીને ખબર આપી કે નરહરીનો પત્તો નથી, પરંતુ પ્રોફેસરની શોધ પહેલેજ તડાકે સફળ થઇ છે, ને એ તમને એનો અખતરો જોવા પ્રયોગશાળામાં બોલાવે છે."

"ઘણી જ ખુશીથી...ચાલો..."

સરદાર, વેશધારી કમળકુમાર, નરેન્દ્ર ને ચંઘીસખાન ચાલતા થયા પહેરેગીરના વેશમાં નરહરી એમની સાથે તો જઇ શકે એમ હતો જ નહી એટલે એણે પ્રયોગશાળાના પેલા પાછલા છુપા દરવાજેથી—કે જ્યાંથી એને શીવમૂર્તિએ નીચે ફેંકી દીધો હતો, ત્યાંથી જવાનો નિશ્ચય કર્યો.

— એ ફરી પાછો એ જ રસ્તે આગળ વધ્યો —

---

૧૦

પ્રોફેસર શીવમૂર્તિએ પોતાની શોધ પ્રયોગશાળાના નજીવા સાધનોની મદદથી પણ પૂરી કરી હતી. સરદાર, કમળકુમાર, ચંઘીસખાન ને નરેન્દ્રની રૂબરૂ એણે એક લાકડાની ખુરસી ઉપરથી કાળો ઝભ્ભો દુર કર્યો. સહુ કોઇએ જોયું તો એમાં હીપ્નોટાઇઝડ થએલી ચંદ્રા બેઠી હતી. એનાં આખાં શરીર તથા મોઢાના ભાગને રસાયણોની મદદથી હાડપિંજર જેવું બદસૂરત બનાવી દેવામાં આવ્યું હતું.

પ્રોફેસરે એક ચામડાનો પટો પોતાની કમરે બાંધ્યો. એની ઉપર વિજળીનાં ચાર–પાંચ બટન હતાં. એમાંનું એક દાબતાં જ એમાંથી બેટરીની લાઇટ જેવો પ્રકાશ પેલી ખુરસી ઉપર બેઠેલી ચંદ્રાનાં મોઢા ઉપર પડયો. બીજી જ પળે જેમ મુડદામાં જીવ આવે એમ એનામાં જીવ આવ્યો. એ હાથ હલાવતી ઉભી થઇ.

પ્રોફેસર સહુને સંબોધી બોલ્યો : "હવે આ જીવતા હાડપંજરમાં અમોઘ તાકાત છે. એના બાહુપાશની પકડમાંથી ચંઘીસખાન જેવો બહાદુર પણ બચીને છટકી જઇ શકે એમ નથી. તમારે અખતરો જોવો હોય તો જુઓ. મેં હમણા જ આ છુપે રસ્તેથી ડિટેકટીવ નરહરીને નીચે ભોંયરામાં ગબડાવી પાડી કેદ કીધો છે. પ્રયોગનો પહેલો અખતરો એ જ કાંટાને માર્ગમાંથી સાફ કરવા માટે હું કરૂં છું." એટલું બોલી શીવમૂર્તિએ પટા ઉપરનું બીજું બટન દાબ્યું. જોતજોતામાં ચંદ્રાનું હાડપિંજર હવામાં અલોપ થઇ ગયું. એટલે પ્રોફેસર બોલ્યો: "ચંદ્રા ! આ પ્રયોગશાળાની નીચે આવેલા ભેદી ભોંયરામાં અમારો જે શીકાર છુપાયલો છે, તેને બેભાન કરી અમારી પાસે લાવ......"

એક ધડાકો થયો. પ્રયોગશાળાની પાસેની દીવાલની નીચેનો છુપો માર્ગ ખુલ્લો થયો. હાડપિંજર એમાં ઉતર્યું. બધા ફાટી આંખે આ

અદ્દભુત કરામત જોઈ રહ્યા. થોડી વાર પછી પ્રોફેસરે પાછું બટન દાબ્યું. સહુની નજર સામે પેલું હાડપિંજર ત્યાં આવી ઉભું હતું. એના હાથની પકડમાં એક નિર્દોષ ઇન્સાનનું શબ ઘસડાઇ રહ્યું હતું.

"અરે આ તો નરહરીને બદલે તાજખાન..." બધા બોલી ઉઠ્યા.

પ્રોફેસરે છેલ્લું બટન દાબ્યું. ચંદ્રાનાં શરીર ઉપરની વિજળીક અસર નાબુદ થઇ. એના પંજામાથી તાજખાનનો દેહ નીચે તૂટી પડયો. એ પાછી પહેલાની જેમ ખુરસી ઉપર બેસી પડી.

તાજખાનને પાણી છાંટી છાંટી ભાનમાં લાવવાના પ્રયત્નો થયા, પણ એનું ગળું ઘુંટાઇ ગયું હતું. એ નહી જેવો ભાનમાં આવ્યો ને બોલ્યો: "નરહરી...નરહરી... ..." ત્રીજો શબ્દ એનાં મોઢામાંથી બહાર નીકળી શકયો નહિ: એનો આત્મા ઉડી ગયો.

અત્યાર સુધી ગભરાઇ રહેલા રાજા શીવકુમારના જીવમાં જીવ આવ્યો. એણે સત્તાસૂચક અવાજે હુકમ કર્યો : "હું જાતે એની તપાસમાં એજ રસ્તે થઇને જાઉં છું. સરદાર, તમે પોતે આ નવી શોધની મદદથી આપણા કેદીઓને સરકારી જેલમાંથી છોડાવી લાવવાની તાકીદે વ્યવસ્થા કરો, અને નરેન્દ્રનાથ, તમે આજે રાત્રે આપણા છુપા આવાસમાં મીટીંગનું નક્કી કરી તેમાં સઘળા સાથીતોને હાજર રહેવાનું ફરમાન કરો, તથા ચંઘીસખાનને કેદ પકડાયલા કેદીઓની પાકી સંભાળ રાખવાનું કામ સોંપો." એટલું કહી એ છુપે માર્ગે મહારાજ શીવકુમાર પોતે નરહરીને બચાવી લેવા ચાલતા થઇ ગયા.

બીજી તરફ સરદાર યશકુમારી પ્રોફેસર પાસેથી ઘટતી સૂચના લઈ પેલો ચામડાનો પટો કમરે બાંધી જીવતા હાડપિંજર દવારા પોતાનું કાર્ય પાર ઉતારવા તૈયાર થઇ ગઇ. પ્રોફેસરે એને સમજ પાડી કે

જ્યાં સુધી પટા ઉપરનું ત્રીજું બટન તમે દાબશો નહી ત્યાં સુધી હાડપિંજર બનેલી ચંદ્રા એના શિકારને કદાપી પોતાના બળવાન બાહુ-પાશમાં જકડીને ભીંસી નાખશે નહિ. એટલે કેદીને જીવતા બચાવી અહીં લાવવા હોય તો ભૂલેચુકે પણ ત્રીજું બટન દાબશો નહિ."

આટલી સૂચના લઇ સરદારે બટન દાબી ચંદ્રાને અલોપ કરી દીધી. અલોપ કર્યા બાદ એને કયાં જવાનું છે તે કહેવામાં આવતું. સરદારે એને સમજ પાડી: "ચંદ્રા! સરકારી જેલમાંથી આપણા બે કેદી ચંદ્રનાથ તથા વિશ્વાસબાબુને છોડાવી લાવવાના છે."

શીવાલયને છુપે રસ્તે થઇને અદ્રશ્ય ચંદ્રાનું હાડપિંજર ને સરદાર આગળ વધ્યા. જ્યારે તેઓ સરકારી જેલખાના પાસે આવ્યા ત્યારે સરદારે ત્રીજું બટન દાબ્યું. તરત જ ચંદ્રાના હાડપિંજરે દેખાવ દીધો. જેલખાનાનાં રક્ષકોમાં નાસભાગ શરૂ થઇ ગઇ. એકાદ બે ચંદ્રાના હાથોની પકડમાં ભીંસાઇ ગયા. જેલના દરવાજે મારેલા લોખંડી તાળા ચંદ્રાએ કાચા સુતરની માફક તોડી નાખ્યા. ત્યાંજ સરદારે ત્રીજું બટન બંધ કરી છેલ્લું બટન દાબ્યું. પછી પાગલ ચંદ્રનાથ તથા વિશ્વાસબાબુને બચાવી લેતા સરદારે કહ્યું: "વિશ્વાસ, હવે તું આ બેવકૂફ ચંદ્રનાથને સંભાળપૂર્વક આપણા છુપે રસ્તેથી મહેલમાં લઇ જા. આજે સાંજે એકાંતવાસમાં સભા છે. ત્યાં એને હાજર કરવાનો છે. હું વિભાકર પાસેથી એક લાખની નોટો લઇ આવી પહોંચું છું."

વિશ્વાસબાબુ પાગલ ચંદ્રનાથને બળાત્કારે ઘસડી ચાલતો થયો. એ પછી સરદારે પોતાનો છૂપો વેશ પલટી રાણી યશકુમારીના સ્ત્રી વેશમાં વિભાકરનાં મકાનમાં અદ્રશ્ય ચંદ્રાને લઇ પ્રવેશ કર્યો. વિભાકરની પત્ની મધુકાન્તા બહારના ઓરડામાં બેઠી હતી તેણે એને આવકાર આપ્યો.

" વિભાકર ક્યાં છે?" યશકુમારીએ પૂછ્યું.

"એ તો સિપાઇઓની ટુકડી લઇ નરહરીની મદદે જવા હમણા થોડી જ વાર ઉપર અહીંથી ગયા."

"વારૂ, એ આજકાલમાં એકાદ લાખ રૂપીઆની નોટો ઘરમાં લાવ્યા હતા ખરા?"

"નહી, મને એ બાબતની ખબર નથી, પણ કદાચ મહારાણી મેનાવતી અહીં છે...એમને હોય તો હું બોલાવી પુછી જોઉં..." કહી એ ભોળી સ્ત્રીએ એને બુમ મારી.

"મહારાણી મેના! અહીં...તમારે ત્યાં?"

"હા...માયા એને રાજમહેલમાંથી બચાવી મારે ત્યાં મુકી ગઇ છે. એઓ જરા બીમાર છે. લ્યો...એ આ આવ્યા..."

મહારાણી અને યશકુમારીની ચાર આંખો એક થઇ. મેનાવતી એક કારમી ચીસ નાખી પાછળ હટી ગઇ. યશકુમારી એને પકડવા દોડી. મધુકાન્તા મામલો કંઇક સમજી જઇ મેનાવતીની મદદે દોડી. ત્યાં યશકુમારીએ કમરપટાનું બટન દબાવ્યું. જીવતું હાડપિંજર નજરે પડતાં જ મધુ ને મેના બંને ગભરાયા. મધુ માળ ઉપર ન્હાસી ગઇ. મેના હાડપિંજરના હાથની મજબુત પકડમાં પકડાઇ ગઇ. યશકુમારી એને એમને એમ એના હાથમાં ઘસડાતી જ લઇને ચાલતી થઇ. એ સ્વગત બડબડી:

"ચાલો, રૂપીઆ નહિ તો મહારાણી! એ કાટો પણ રસ્તામાંથી સાફ થઇ ગયો."

— સરદારના છુપા પોશાકમાં એ લોખંડી મહાલ તરફ પાછી ફરી —

---

૧૧

મહારાજા શીવકુમારથી છૂટો પડેલો ડિટેકટીવ નરહરી પ્રયોગ-શાળાને છુપે રસ્તેથી પાછો ફરતો હતો, ત્યાં અચાનક તેને પ્રોફેસર પાસે પોતાને માટે ચોપડવાની દવા લેવા આવતો તાજખાન સામે મળ્યો. બંનેએ પરસ્પરને ઓળખી લીધા. પણ નરહરી એને પકડે તે પહેલાં એ ચકોર ઈન્સાન એક છલંગ મારી જીવ લઈને ન્હાઠો. એની ઇચ્છા નરહરી અંગે ખબર આપી ઇનામ મેળવવાની હતી, પણ કમનસીબે પ્રોફેસરની જીવતા હાડપિંજરની શોધે એની એ મુરાદ પર પાણી ફેરવ્યું. એ જે રસ્તે પ્રયોગશાળામાં આવતો હતો એજ રસ્તે નરહરીને બેજાન કરવા મોકલેલું હાડપિંજર એને ભેટી ગયું. 'ખાડો ખોદે તે પડે' એ કહેવત અનુસાર નરહરીને બદલે સામે આવેલો તાજખાન એ જીવતા હાડપિંજરના હાથમાં ભીંસાઇ ગયો.

એની કારમી મૃત્યુ- ચીચીયારી સાંભળી નરહરી જીવન બચવા બદલ પોતાનાં નસીબને ધન્યવાદ દેતો આગળ વધ્યો. ફરી પાછો એ છુપે રસ્તે થઇને સરદારના મુખ્ય ખંડ પાસે આવી પહોંચ્યો. એની દીવાલની અંદરની બાજુએ મજબુત દોરડું લટકતું હતું. તેની મારફત ઉપર ચઢી એણે બહાર ડોકું કાઢ્યું, ત્યાં એની નજરે સરોવરમાં દૂરથી એક નાનકડી સ્ટીમબોટ આવતી દેખાઇ. જ્યારે એ છેક પાસે આવી ત્યારે એમાંથી વિભાકર ને વીસ ભરેલી બંદુકો સાથેના સીપાઈઓ નીચે ઉતર્યા. નરહરીએ તરતજ દોરડાનો છેડો બહાર ફેંકયો ને એક ધીમી સીસોટી મારી. વિભાકરે ઉંચે જોયું. એણે નરહરીને ઉપર બારીમાં ઉભેલો જોયો. તરતજ એ પોતે તથા તમામ સિપાઇઓ એક પછી એક એના ઇશારા મુજબ એ દોરડા વાટે થઇ અંદરના ખંડમાં ઉતરી પડયા.

નરહરીએ એ બધાને ચોતરફ ફરતા છૂટાછવાયા છુપાવી દીધા, અને વિભાકર પાસેથી એક રીવોલ્વર લઇ પોતે પહેલો ગોળીબાર કરે કે તરત બધાએ બહાર નીકળી આવી દુશ્મનોને પરહેજ કરવાની યોગ્ય સૂચના આપી દીધી. ત્યારબાદ એ પોતે પણ પહેરેગીરના પોશાકમાં "સેવાસંઘ" નો સભ્ય હોય એમ એક ખુણા ઉપર ઉભો રહ્યો. થોડી જ વારમાં ત્યાં એક પછી એક સેવાસંઘના સભ્યો નરેન્દ્રે આપેલી સૂચના મુજબ આવી પોતપોતાની જગ્યા સંભાળવા લાગ્યા.

મહારાજા શીવકુમાર ઉચ્ચ આસને વિરાજ્યા. એમની પાસે ચંદ્રાને પ્રયોગશાળામાં પાછી પ્રોફેસરને સોંપી સરદાર વેશધારી યશકુમારી પણ આવી બેઠી. એણે આવતાં વાર જ જણાવ્યું: "નામદાર, જીવતા હાડપિંજરની નવી શોધથી હું આપણા કેદીઓ વિશ્વાસબાબુ તથા ચંદ્રનાથને બચાવી લાવ્યો છું. પણ એક લાખની નોટો મને મળી નથી. છતાં એના બદલામાં વિભાકરને ઘેર છુપી રીતે રાખવામાં આવેલી મહારાણી મેનાવતીને હું ઉપાડી લાવ્યો છું." એટલું કહી એણે ઇશારો કરતાં બે વ્યક્તિઓએ મેનાનું શબ ત્યાં રજુ કર્યું.

"આ શું? મહારાણીનું ખૂન થયું?"

"જી...હા...હાડપિંજરે એનો ટોટો ભીંસી નાખ્યો છે. આપણા માર્ગમાં નડતો એક કાંટો સાફ થઇ ગયો છે."

"ગજબ થયો...ગજબ થયો...સરદાર..." એમ બુમ પાડતો ત્યાં અચાનક વિશ્વાસબાબુ દોડી આવ્યો.

"શું છે વિશ્વાસ?"

"પાગલ ચંદ્રનાથ મારા હાથમાંથી છટકી જઈ પ્રયોગશાળા તરફ નાસી ગયો છે."

"ફીકર નહિ...પ્રોફેસર શીવમૂર્તિ પ્રયોગશાળામાં જ છે, એ એની ખબર લેશે...... નરેન્દ્રમોહન તમે કેદી અનુરાધા તથા માયાને અને ચંધીસખાન, તમે કેદી મહારાજાને હાજર કરો. આજે એમનો આખરી ફેંસલો કરી નાખવાનો છે."

તરતજ બંને ચાલતા થયા. એ પછી સરદારે પોતાનાં મોઢા ઉપરનો નકાબ દુર કરી કહેવા માંડયું: "હું રાજમાતા યશકુમારી આજે તમને બધાને જાહેર કરૂં છું કે આજે આપણા તમામ દુશ્મનોની જીંદગીનો છેડો લાવી નાખવાનો અમે નિર્ણય કર્યો છે. ફકત નરહરી ને વિભાકર બે જ બચી જવા પામ્યા છે. તે પ્રોફેસરની છેલ્લી શોધ જીવતા હાડપિંજરનો વહેલો મોડો પણ શિકાર થઇ જશે. ત્યાર બાદ......"

એ આગળ બોલે તે પહેલાં ચંઘીસખાન ત્યાં શ્વાસભેર કમલકુમારને લઇ હાજર થયો. "દગો...રાજમાતા...કેદી મહારાજા શીવકુમાર કેદખાનામાંથી ગુમ થયા છે. પહેરેગીરનો પત્તો નથી અને એની જગાએ આપણા...આ......"

"કોણ-કમલકુમાર...તમે...ત્યારે મારી પાસેની આ ખુરસીમાં...સેવા સંઘના સંચાલક તરીકે બેસનાર...દગાબાજ તું કોણ છે?"

"નરહરી હશે!" કમલકુમાર ગર્જી ઉઠયો. "એણે જ મને ફસાવ્યો છે."

"હું નરહરી નથી પણ તમને તમારાં પાપ કર્મોનો યોગ્ય ઇન્સાફ આપવા ઇન્સાફની ખુરસી ઉપર બેસનાર મહારાજા શીવકુમાર પોતે છું." કહેતા જ એણે પોતાનો છુપો નકાબ દુર કર્યો.

"પકડી લે એને ચંધીસખાન..."

ચંઘીસખાન એને પકડવા આગળ વધે એ પહેલાં એક બાજુથી વિભાકર ને બીજી બાજુથી પહેરેગીરનો લીબાશ ફગાવી દઇ ડિટેકટીવ

-નરહરી ખુલ્લી રીવોલ્વરો સાથે ધસી આવ્યા. આ તમામ સેવા સંઘના રાજદ્રોહી શયતાનોને ગીરફતાર કરી લ્યો...વિભાકર, હું ગોમતીપુરનો મહારાજા શીવકુમાર તમને હુકમ કરૂં છુ." કહી શીવકુમાર ખડખડાટ હસી પડયો. ચંઘીસખાન યશકુમારી ને કમલકુમાર સાહસ કરી છટકવા ગયા, એટલે નરહરીની રીવોલ્વરમાંથી ગોળી છૂટી. કમલકુમાર તરતજ જમીન ઉપર તરફડી પડયો, પણ રાઠોડી બદનનો ચંઘીસખાન અને ચાલાક યશકુમારી ઘાયલ થવા છતાં છુપે રસ્તેથી પ્રયોગશાળા તરફ જવા અલોપ થઇ ગયા.

ગોળીબારનો અવાજ થતાંજ સૂચના મુજબ છુપાયલા સિપાઇઓ બહાર ધસી આવ્યા. તેમણે તમામ સભ્યોને ગીરફતાર કર્યા. ત્યારબાદ નરહરી કે જે પ્રયોગશાળાનો રસ્તો સારી પેઠે જાણતો હતો તેણે વિભાકર ને મહારાજા સાથે ચંઘીસખાનની પૂંઠ પકડી. અર્ધ રસ્તે જ તેમને માયા તથા અનુરાધા મળી ગયા. નરહરીને મળી ગયેલા પેલા પહેરેગીરેજ નરેન્દ્રને પાછળથી ઠાર કરી એ બંનેને બચાવી લીધા હતા.

બીજી તરફ વિશ્વાસના હાથમાંથી છટકેલો પાગલ ચંદ્રનાથ સીધો પ્રયોગશાળામાં પહોંચ્યો. એણે પ્રોફેસરને પેલો વૈજ્ઞાનીક કમરપટો પહેરી પોતાનીજ બદસૂરત બનાવેલી પત્ની ચંદ્રા ઉપર અખતરો કરતો જોઇ લીધો. એની આંખમાં ખૂન્નસ ભરાયું. શીવમૂર્તિની નજર ચુકાવી એણે એ પટો ઉઠાવી લીધો. એક બે ને ત્રણ બટન દબાવતાં ચંદ્રા હાડપિંજરના ભયાનક સ્વરૂપમાં ખડી થઈ ગઈ. એનો પહેલોજ શીકાર પ્રોફેસર થયો. ચંદ્રનાથ ભયાનક અટ્ટાહાસ્ય કરી ફીનાની આગથી ઉલ્કાપાત મચાવતો આગળ વધ્યો. એણે લેબોરેટરી તોડી ફાડી તેમાં આગ સળગાવી દીધી. ત્યાં સામેથી એણે ચંઘીસખાન ને યશકુમારી સાથે ધસી આવતો જોયો. તરતજ હીપ્નોટાઇઝ્ડ ચંદ્રાને એણે આવનાર દુશ્મનોને પકડી લેવાનો

હુકમ કર્યો. ચંઘીસખાન મહામહેનતે એના હાથમાંથી છટકી પ્રયોગ-શાળામાં ભરાયો. ત્યાં પાગલ ચંદ્રનાથે બહારથી બારણું બંધ કરી દીધું. જ્યારે અંદર પ્રચંડ આગ સળગી ચુકી હતી.

મહારાણી યશકુમારી ચંદ્રાની—જીવતા હાડપિંજરની રાક્ષસી પકડમાં પકડાઈ પોતાનાં પાપનો જવાબ આપવા પ્રભુના દરબારમાં ચાલતી થઇ. એ પછી પાગલ ચંદ્રનાથે કમરપટો ફગાવી દીધો. ચંદ્રાનાં શરીરમાંથી પ્રોફેસરની વૈજ્ઞાનીક શકિતનો વિનાશ થયો, પરંતુ એ એની રસાયણીક પદાર્થોથી બનાવાયેલી બદસુરતી બદલી શક્યો નહિ, તેમજ એની વશીકરણ શકિત પણ એનાથી ઉતારી શકાઇ નહિ, એટલે એ એમને એમ ઢગલો થઇ નીચે તૂટી પડી. પાગલ ચંદ્રનાથ એની બેશુદ્ધ દેહલતા ઉપર માથું મૂકી આંસુ સારવા લાગ્યો.

બીજી તરફ આગે ભયાનક સ્વરૂપ લીધું. નરહરી, મહારાજા, વિભાકર, સિપાઇઓ, કેદીઓ, અનુરાધા અને માયા વગેરેને લઇ સપાટાબંધ એ લોખંડી મહાલમાંથી બહાર નીકળી ગયો. ફકત દસ પંદર મીનીટ પછી એક જબરજસ્ત ધડાકો થયો અને એ આખાય કરામતી મકાનના અવશેષો કારમી આગના પ્રચંડ ખપ્પરમાં હોમાઈ ગયાં. પેલ કીમતી દસ્તાવેજ અને પ્રોફેસરની કીમતી શોધ પણ એમાં સ્વાહા થઈ ગઈ.

— ત્રણ કમનસીબ આત્માઓનાં એમાં જીવતાં બલિદાન દેવાયાં —

**— ચંદ્રા—ચંદ્રનાથ ને ચંઘીસખાન ! —**

**સમાપ્ત**